# ઢોલ

આદિવાસી ચેતનાનું સામયિક

પંચમહાલી ભિલી

અંક : ૪
માર્ચ ૨૦૦૩



# દહેજપ્રથા

દોસ્તીની જોડી તુટી છે ઓ ભાઈ મારા, દોસ્તીની જોડી ના તુટવા દેશો રે

આવ્યો જમાનો આપણો ઓ ભાઈ મારા, આવ્યો જમાનો આપણો રે લોલ

આપણો સમાજ છે સારો ઓ ભાઈ મારા, આપણો સમાજ છે સારો રે લોલ

એને જાળવતા થાઓ ઓ ભાઈ મારા, એને જાળવતા થાઓ રે લોલ

આ ભાઈઓ છે સ્વાર્થ વિનાના ઓ ભાઈ મારા, આ ભાઈઓ છે સ્વાર્થ વિનાના રે લોલ

એને સાચો માર્ગ બતાડશો ઓ ભાઈ મારા, એને સાચો માર્ગ બતાડશો રે લોલ

આ ગુલાબનું ફુલ છે મજાનું ઓ ભાઈ મારા, ગુલાબનું ફુલ છે મજાનું રે લોલ

સમાજમાં એને ન કચડાવા દેશો ઓ ભાઈ મારા, એને કચડાવા દેશો નહી રે લોલ

દહેજપ્રથા છે એક કલંક ઓ ભાઈ મારા, દહેજપ્રથા એક કલંક છે રે લોલ

એને સમજતા થાઓ ઓ ભાઈ મારા, એને સમજતા થાઓ રે લોલ

બહેનોની જીંદગી બગડશે ઓ ભાઈ મારા, બહેનોની જીંદગી બગડશે રે લોલ

આ પ્રથા એ મોટું કલંક છે ઓ ભાઈ મારા, દોસ્તીની જોડી ના ટુટુવા દેશો રે લોલ

સ્ત્રી શક્તિ છે મહાન ઓ ભાઈ મારા, સ્ત્રી શક્તિ છે મહાન રે લોલ

એ શક્તિ ને બહાર લાવો ઓ ભાઈ મારા, એ શક્તિને બહાર લાવો રે લોલ

# ઢોલ

આદિવાસી ચેતનાનું સામયિક

સંપાદક

સુરમલ વહોનિયા
શૈલેષ પટેલ

ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર

ઢોલ : આદિવાસી ચેતનાનું સામયિક
પંચમહાલી ભિલી : અંક ૪ : માર્ચ ૨૦૦૩

પ્રકાશક
ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર
૬, યુનાઇટેડ એવન્યુ, દિનેશ મિલ પાસે,
વડોદરા-૩૯૦ ૦૦૭

મુદ્રક
આકાર ઑફસેટ
દાંડીયા બજાર, વડોદરા-૩૯૦ ૦૦૧

મુખપૃષ્ઠ છાયાચિત્ર
પ્રા. જ્યોતિ ભટ્ટ

મૂલ્ય
પ્રતિ અંક રૂ.૧૫/-

સંપર્ક
સુરમલ વહોનિયા, શ્રી કસ્તુરબા ઉ. બુ. આશ્રમ શાળા, ઝાલોદ ૩૮૯૧૭૦, તા. ઝાલોદ, જિ. દાહોદ. ફોન : ૦૨૬૭૫- ૨૨૦૦૦૭
શ્રી શૈલેષ પટેલ, મુ. વાંકોડા, પો. કોઠંબા, તા. લુણાવાડા, જી. પંચમહાલ. ફોન : ૦૨૬૭૪- ૨૩૧૧૨૧
ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર, ૬, યુનાઇટેડ એવન્યુ, દિનેશ મિલ પાસે, વડોદરા-૩૯૦૦૦૭. ફોન : ૦૨૬૫-૨૩૩૧૧૩૦

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

મારા વ્હાલાઓ

લખવેની બુણી કરતાં ગીત ઇયાદ આયું તી તમારા હારુ

ફુલ ફુલાળી ડાંડી ફુલા રસિયા........
સપના હરકો સાળો ફુલા રસિયા
પડીગ્યો ડંડુ કાળ ફુલા રસિયા
ફુઠે ઘાનડ ખુટ્યાં ફુલા રસિયા
નદિયે નિરાં હુક્યાં ફુલા રસિયા
કૌડે પાણી ખુટ્યાં ફુલા રસિયા
વગડે ખડલી હુકી ફુલા રસિયા
મનખાં મર્યાં જાહે ફુલા રસિયા
ફુવારી રંડાહે ફુલા રસિયા
મનખાં વાગી જાહે ફુલા રસિયા
સપના હરકો સાળો ફુલા રસિયા

અન

છેલ્લે તાલમાં

ઘડિયેક વાટ જુવું સે મુબડે સીનકું પાડું સે
કાં સે ઇ રંગ ?
કાં ઉડીગ્યો ?

ઇ રંગ...., ઇ કલર..., તાજો રાખવેનું કાંમ 'ઢોલ' નાંમની સોપડી કરે સે, 'ઢોલ'ની સોપડી નાળા નાળા મલકની વળખાંણ કરાવે સે. દનગ્યાંમાં રીતા લુકની ભાળ કાડવા સોપડી જુવી પડે. સોપડીમાં સપાય ઇ વાત મુટી કિવાય. સોપડીમાં વતાડીલી વાતનો ઘણાંન લાભ મળે, લુકને હમજવા સોપડી કામ લાગે, આખી દનગ્યાંની વાત સોપડીમાંથી મળે ઇતરે દનગ્યાંની ભાળ

મીળવવા સોપડી જુવી પડે.

મારી સોપડી 'ઢોલ'માં મારા મલકની વાત સે, મારા મલકની વાત કરવામાં મજા આવે. મારો મલક નાળો સે, મારા મલકનું મારા પર રુણ સે, મલકની મજા મારા મનમાં હલબલે સે, મારો મલક મને વાલો સે. મારા મલકમાં સે તી દનગ્યાંના મલકમાં સે કે નથી ઇની મને ખબર નથી પુણ મને મારા મલકમાં જનમ મળ્યો અન મલકનાં લુકમાં જીવ્યો ઇનો આનંદ સે. મારા મલકની ધરતીની ગંધ આજે પુણ મારા રગમાં દોડે સે. ભણીગણીન મોટા સાહેબ થાઇ જવાથી મોટા ના ગણાય, મલકની વાતુમાં રીવું ને મલકને જાળવવો અન ભળાવવો ઇ ફરજ ગણાય. સ્યાર ચોપડી ભણી મોટા સાહેબ થાઇન ફરવામાં મજા નથી, મોટા ગણાવા કરતાં નાના મુટાનો ભેદ ભુલીન બદા હરકા સે ઇવી ગણતરી કરવા વાળા અન હકયા દખ્યા લુક હાતે રીનારા જગ જીતે સે.

'ઢોલ'ની નવી સોપડી લખતાં મને આનંદ થયો ઇનથી વદાર આનંદ કદાંન સોપડી વસાવા વાળાંન થાહે કીમકે સોપડીમાં લખાય સે ઇ જાંણીન પેલાનો જમાંનો ઇયાદ આવવેનો સે અન કઇક નવું જાણવા મળવેનું સે. પેલાંના વખતમાં એક ગામથા બીજે ગામ વાંનો ભાળવા જાતાં, કુઇ જાતના ઝઘડા ટંટા વગર ફરતા, કલસિંગ, માનસિંગ, રમસુ, સમસુ, નરસિંગ, વરસિંગ બદાંની લીણ પડતી અન કડગ્યાળી ડાંગ ખાંદા ઇપેર રાખી વાકા વળીવળીન વાંનો રમતા ઇ દન ઇયાદ આવવેના સે. હાઉનાં સુરાંનતે રમતાં નીં આવડે અન રમવા જાયત હરમાય, કીમકે ઇનાંય જમાના હાતે મેળ ખવાડયો નથી. ઇનાંનો નિયા નાળો સે, લુકમાં રીનારા મનખને આનંદ કરવેની રીત બદલાતી જાય સે ઇ પરમાણે ઇ સાલે સે.

આદિવાસી ભીલ હમાજમાં લુક પુતેના વેવારમાં ઘણી કેવતો (કહેવતો) વાપરે સે, કેવત અક્કલનું કે કુઇક તાજી હુજ વતાડવેનું કાંમ કરે. ભીલ હમાજની કેવતોની હમજ 'ઢોલ'માં સે, લુકને ખરી હમજ પડે, લુક જાંણતો થાય, વસ્યાર કરતો થાય, ખરું ખટું પારખવેની રીત હમજે તોજ જીવનમાં મજા આવે, આ સોપડીમાં કેવતોની વળખાંણ કરવામાં આવી સે ઇની હાતી ભૂલાતી જાતી કેવતોને તાજી કરી લીવેનો વખત સે. 'ઢોલ' નવી ભાતથી નીકળે સે ઇમાં નવું જાણવા મળવેનું 'ઢોલ'ની સોપડી વાસવાવાળાંને આનંદ થાય ઇ અમારું ધન ભાગ્ય.

**સુરમલ વહોનિયા**

# લોક વિકાસ કેન્દ્ર

વિનુ બારિયા

તા. ૭-૬-૨૦૦૨ રવિવાર ના રોજ પંચમહાલ જિલ્લાના લુણાવાડા તાલુકાના કંતાર ગામે પ્રાન્ત અધિકારી શ્રી રાઠોડ સાહેબના હાથે લાઇબ્રેરીનું ઉદ્દઘાટન કરવામાં આવ્યું, ઉદ્દઘાટનમાં ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર વડોદરાના નિયામક ડૉ. ગણેશ દેવી સાહેબ, લુણાવાડા તાલુકાના મામલતદાર શ્રી બારીઆ સાહેબ, આર્ટસ કોલેજ લુણાવાડાના પ્રો. કાનજી પટેલ, ગ્રામીણ બેંકના અધ્યક્ષ શ્રી સાઇનાકર સાહેબ, નાયબ મામલતદાર, જેસોલા ગૃપ ગામ પંચાયતના સરપંચ શ્રી કાશીબેન નાનુસિંહ ઉપસ્થિત રહ્યા હતાં.

મિટીંગમાં આજુબાજુ આવેલ ગામના લગભગ ૮૦૦ માણસો ભેગા થયા તેમા ૨૫ ટકા બહેનો હતી, શ્રી ગણેશ દેવીનું ભાષણ સાંભળીને લોકો ખુશ થયા તેમણે વિકાસના દ્વારા થતા લાભો, સ્વનિર્ભર થવા, નાની નાની બચતો કરવા, સંગઠન થવા, અનાજ બેંકની જાણકારી અને લોક વિકાસ કેન્દ્રમાં લાઇબ્રેરીની પણ સમજ આપી હતી. પંચમહાલના ગામડામાં શિક્ષણ સુધારો, લોકવિકાસ કેન્દ્રમાં કોમ્પ્યુટરની જોગવાઇની પણ વાત કરી હતી. શ્રી ગણેશ દેવીના શબ્દો ની અસર પંચમહાલ જીલ્લાના લુણાવાડા તાલુકાના કંતાર ગામના બારીઆ સમાજમાં પડી, આ કેન્દ્રના કોઓડીનેટર શ્રી. શૈલેષ પટેલ, કોમ્પ્યુટર માસ્તર શ્રી વિનુંભાઇ, નોન ફોરમલ સ્કુલના સુપરવાયઝર શ્રી રંગીતભાઇ તથા સ્કુલના શિક્ષકો સાથે મળી ગામડાની પ્રજાને સ્વનિર્ભર કરવા માટે જહેમત ઉઠાવી રહ્યા છે.

લોક વિકાસ કેન્દ્રમાં એકથી સાત ધોરણ સુધી ભણતા વિદ્યાર્થીઓને સવારમાં એકથી બે કલાક શિક્ષણ અપાય છે. તેમાં શિક્ષણનો વધારો થાય ગામે ગામ શિક્ષણ મળે તે માટે તાલુકામાંથી આવેલા અધિકારીઓ અને સરપંચશ્રીએ ભાષણ કર્યુ હતુ.

•

# આંગણે ઉગી રમે

સુરમલ વહોનિયા

વરસીંગના હાહરાનું બારમું થાયુન દાહ મૈના થાયા ઇતરે ઇની બાયડી દીતુડી પુતેના પિયોરમાં વટ વતાડવા પુતે વસ્યારતી ફરે પુણ વરસીંગને વાત કોન વતાડતી. દાહ મૈના પેલાં મોત થાયલું તી બદાં ભુલતાં આયાં પુણ દન ગણનારી દીતુડી દિવાળીના દન મેરાં આવતા જાય તીમ તીમ ભકળાતી જાય અન મનમાં ગરીલીન ગરીલી ફરે. મજુરી કરીન રુપગ્યા લાયાં તીના ઘેરમાં ખાવા દાણા લીદા. વધ્યા તીમાંથી સીતરાં લાયાં ને ઘેરનો હમદા લાવતાં રુપગ્યા પુરા થાઇગ્યા.. એક દન દીતુડીન નીંદર કોન આવી ઈતરે ખાટલામાં અમથી પાહાં ફેરવ્યાં કરે. વરસીંગ લાંમી નીંદરી હુતીલો તી પડયો પડયો ઘુરે તીન હમી ફરીન અમથી અમથી ઘુદાવે. વરસીંગ જાગ્યો પુણ પાહુ ફીરવીન પાસો હુઇગ્યો. દીતુડી થુડીવારતે ખાટલામાં પડીરી પુણ પડી પડી અકળાઈ ઇતરે વરસીંગનું ઉડીલું સીતરું ખીસ્યું. સીતરું ખીસતાં વરસીંગ ખાટલામાં બીઠો થાઇગ્યો તી સીતરું હરકું કરીન ટુપાઈન લાંમો થાઈન પાસો હુઇગ્યો. દીતુડીન ઉજાગરો થાયો. રાંહણી સડે તી પેલાં ખાવેનું થાઇગ્યું ઇતરે ઘેરમાંથી હાંયણાની હાંડલી ઉસકીલીન ઘેર બારતાં રાંહણીમાં જાતાં રહયાં. ઘેરમાંથી પુત પુતે ની તાવડી લાયાં તીમાં પુતે હાંડલીમાંથી આયણી કાડીન રુટો માહળતાં માહળતાં વાતીં સડયાં. પુતેના બાનું પેરુણ રમાડવેની વાત દીતુડીના મનમાં હીતી તે વરસીંગને વળખાવી. વરસીંગ એક હાથમાં તાવડીન ઉભડખ બીઠો ખાતોતો તી દીતુડીની વાત હામળી રહયો પુણ કઇ બુલ્યોનીં ઇતરે દીતુડગ્યી હામે સાલીન વરસીંગનીં પુસ્યું તર મોડામાં કોળ ઘાલીલો ઇતરે માથું હલાવતાં હલાવતાં વરસીંગે વરહ તાજું નથી અન દીવું થાયલું સે ઇમ કીદું તાં દીતુડગ્યી હાથમાંથી તાવડી ભુંય મીલ દીદી અન વરસીંગ હમી ભાળી રી. વરસીંગની હમી ડુળા કાડે ઇતરે વરસીંગ હમજીગ્યો કે આજ યે નાળે સાળે ભાળે સે ઇતરે હમજાવવી કાઠી પડવે ની સે ઇમ વસ્યારતો એક હાથમાં સાટવોન તાવડીમાં આયણી કાડતો બુલ્યો 'પેરુણ રમાડવેનું ના કુણી કીદું' ઇતરું બુલતાં દીતુડગ્યી કીદાડ રમાડવેનો તીનો ખુલાસો કરાયો ઇતરે પાસો બુલ્યો 'વરહ તાજું આવવા દે' વરસીંગે ઇમ કીદું ઇમ કીતાંકમાંતે દીતુડગ્યી તાવડી બે હાથી ઉસકીન જુરથી જમી ઇ પરે દકડી, પાર ઠીકરાં ઠીકરાંઉડીગ્યાં. તાવડીમાંની આંયણી ઉડી તે દીતુડીના મોડા ઇપેર સટાઇ ગઇ, વરસીંગ ઇપેર થુડા ઘણા સાટા ઉડયા પુણ દીતુડીનું મોડું આંયણી પડી તીન થી વાગીણ જીવું બણીગ્યું અન વાગીણ ખડીખાવા ધુરકગ્યાં કરતી વે ઇમ કરે. વરસીંગે ઇન હમજાવી કે પેરુણમાં લુકાંન ખવાડવે પીવાડવેનો ખરસો ઘણો થાય, એક બુકડું, હરો અન ઘાટડી ઇ બદું લીજાવું પડે અન ગાંમનાં લુકાં હારુ ખરસો કરવો પડે તી નાળો. પેરુણમાં રાઈ અન બુડ્યો રમે તી અમથો થુડો રમે પીદા વગર પોગની હીડે, ડગલેન પગલે રુપગ્યા જુગ્યે અન ઇ ઉણની ફરલમાંથી પુરું થાય ઇવું નથી અન દીવું તે માથેનું માથે ઇતરે મારો વસ્યાર સે કે તાજું વરહ ભાળીન પેરુણ મરાડહુ. વરસીંગે ઇમ કીદું તી હામળીન દીતુડી અકળાઈ અન વરસીંગની હામે બુલી 'તું બદાં જમાગ્યામાં મુટો

સે ઇતરે આગેવાંન બણવું પડહે, ખરસો તે બદાંનો ફાળો કરીન કરવેનો સે અન ઉણને વરહ નીં રમાડે પસ કીદાડ રમાડવેનો. ઇનાંન મેરાં પાણી ભરીલી માંણ પડીતી તીના કાંના ઇપેર તાવડી ટીકવીન પાણી ઉતતાં ઉતતાં વરસીંગ બુલ્યો 'ફાળો કરતાં પુણ ખરસો વદ્દે ઇમ લાગે સે, પોતી નીં વળાય ઇમ લાગે ઇતરે ના પાડવું પડે સે' વરસીંગ બુલવેતું પુરું કરે નીં કરે તાં તે દીતુડગ્યી ઇન ઝપટમાં લીદો 'બારે દનનો દેવાળગ્યો...... પેલાંથી જાંણતીત તન ની પણતી પુણ હાઉ પસ્તાઇલું હું કાંમ લાગે, અન પેરુણતે ત્તાર રમાડવું પડે, તું ઘેર વીસે કે જગા ગરીણે મીલે રમાડયા વગર સુટકો નથી, માર બાનું પેરુણ નીં રમાડે તર તું કુનું રમાડવેનો, મારા પિયોરમાં મારે મોડું કીમનું વતાડવેનું..... વરસીંગ અન દીતુડી થુડીક વાર ઘેર બારતાં બીઠાં બીઠાં વળગાયાં તાં દીતુડગ્યી સીહ્રા સીહ્રી કરી અન કી દીદું કે પેરુંણ નીં રમાડેત હું તન રીવેની કોન ઇતરે વરસીંગને ફાળ પડી કે દીતુડી જાતી રેત માથે દેવું સે અન બીજી બાયડી લાવવા રુપગ્યા કાંથા લાવવા અન બીજી બાયડી આવે કે નીં પુણ આવે ત આખો જનમારો બાયડી વગર કાડવેનો ઇવો વસ્યાર કરતો વરસીંગ ફફડીગ્યો, ઇન પેરુણ કરતાં દીતુડીની વદાર ફીકર ભરાઇ ઇતરે પેરુણ રમાડવા તીયાર થાયો અન દીતુડીન કીદું 'તાજું તું તીયારી રાખ દીવાળી ઇપેર પેરુણ લી જાહું બસ' ઇમ બુલતાં વરસીંગના મોડા હમી ભાળીન દીતુડી મલકાઇ, ઘેર બારતાં બીઠીલાં તાં હુદી વાલસીંગની પુથાઇ જાવેનું મન થાઇગ્યું પુણ ખુમ ખાઇગઇ અન મેરાં પડીલી આઈણીની હાંડલીમાં હાથ ઘાલીન થુડીક વાર નુસી ખાદી પસી પાંણી નાખીન હાંડલી ઉટકીન વિછુળીન ઊંદી પાડ દીદી અન જુડા જુડ લાંમા પોગ કરીન બીઠી. તોપ સડે તાં હદી વાતો કરતાં બારતાં બીઠાં. વરસીંગને રુપગ્યા કુઇ ધીરે ની, ઉધાર કે ઉસીના કાડવા કાઠા ઇતરે ઇ બરુબરનો ભીડવાયો, થુડાક દન ઇમથી તીમ કાડયા પુણ મેળ પડવા હરકો નીં લાગ્યો, દીતુડી જાતી રીહે ઇની ફીરાકમાં ઇતે ગરીલોન ગરીલો ફટે, પેરુણ નીં લીજાયત ઇના ભુંડા હાલ થાવેના ઇમ મનમાં વસ્યારતો તાં ઇની નોદ ઉણને વરહે આવીલી ફસલ ઇપેર પડી, નવી ફસલ કપાઇ ગઇ, ખેતરાંમાંનો પાક વડાઇગ્યો પુણ લુકાં હજુ નવા ધાન ભીળાં કોન થાયાં, વરહ થુડું નરતું આયું, મક્કી પાકી તી વાડીન લુકાંય ખીતરમાં ઉગ્યીં વાળી રાખગ્યીં કીમકે હજુ ફુલવેની કે દાંણા ભીળા કરવેની વખતની વાર હીતી. વરસીંગે ઉપતાળ ઉગી ફુલાડી મક્કી ફુટાડીન બજારમાં કાડી રુપગ્યા લાયો અન ઉપડયો પેરુણનું ગુઠવવા, બદો હમદા તીયાર કરવા ઇના હાડુઓન ભીગા કર્યા, ફાળો કરીન તીયારી કર દીદી, નાસવા વગાડવા વાળા વરસીંગને ઘરે આયા, બુડ્યો બણ્યો તીને તકડાનાં સીતરાં જીવું હુતડું અન ખમીસ પેર્યુ, માથે ટુપો પેર્યા લાકડાની ઘડીલી બંદુક લાયો તે રાઈન મેરાં ફીરવી ફીરવીન હમશે હમશે નાસે. રાઇ બણ્યો ઇને બૈરીના સીતરાં પેર્યાં, સકલાંની ભાંત વાળો ઘાઘરો સુટો મીલીન સુનડી પેરી તીનો મુટો ઘમટો ઘાલીન ગુળ ગુળ ફરીન નાસે ખાઇ પીન રમતા રમતા વરસીંગની હાહરીમાં સાલ્યા, આખી વાટ રમતા વગાડતા વરસીંગની હાહરીમાં પોત્યા તાં આખા ગામનાં પેરુણ ભાળવા ભીળાં થાયાં, આખી રાત પેરુણ રમાડયું, બુડયો રમતો રમતો તબડતા હાયણાની હાંડલીમાં હાથ ઘાલીન હાયણું કાડલાવે તી ખાય અન ખવાડે, ભીળાં થાયલાંન ખવાડયું પીવાડયું ઇમ કરતા દન ઉગીગ્યો તાં હદી પેરૂણ રમે વરસીંગના હાડુ પેરુણમાં રમે પુણ વરસીંગ ઉબો ઉબો ભાળે ઇન સાળો કોન સડતો, ઇ બદા રમે તાં વરસીંગને ઉગી ભાળવા જડે, ઉગી પેરુણમાં ગઇ ઇતરે ખાવેનું હું? ઇ એક પાહે ઉબો ઉબો વસ્યારે, રમવાવાળા ઇન ખીસીન લીજાય તાં હુદો વરસીંગ રમતો કોન ઇતરે ઇન આડો લીજાઇન લુઠાગ્યાં હરો પીવાડયો ઇતરે ઇન તોર સડયો તી તોરમાંન તોરમાં વરસીંગ સાળે સાળે વાકો વળે

દીતુડીન ઉસો થાઇ થાઇન ખોળે. દીતુડી ઇન બાના ઘેરની ઉહરીમાં ઠાંમસી બાંદીલી તાં બીઠી બીઠી હીસે તીન ભાળતો ભાળતો વરસીંગ પીદીલો ઉસો થાઇ થાઇન કુદે અન પેરુણ વાળાં હામે હાથ લાંમા કરીન દીતુડીન કે 'ધીરી.... ધીરી... તારી.... ધીરી... તારી....

તારા બાપને આંગણે ઉગી રમાડું .....
બ... બ.... બ....
ધીરી..... તારા......
બાપને આંગણે ઉગી રમાડું......બ......બ......બ......બ......



# ગીત

## વાગડ ગીત

રે લોલ.... ગુદી તે રૈણીનો રયણાં છેલ ગુંધી
રાતી તે રયણીનાં રયણો રાતાં રે લોલ
રે લોલ છોરે જજેડયાં સોરીએ વેણ્યાં સેલ ગુંધી
છોરે જંજેડયાં સોરીએ વેણ્યા રે લોલ
રે લોલ વેણી વેણીને ખોરા ભર્યા છેળ ગુંધી
વેણી વેણી ને ખોરા ભર્યા રે લોલ
રે લોલ કાસાં ખાદયાં ને તુરાં લાગ્યાં છેલ ગુંધી
કાસાં ખાધાં ને તુંરાં લાગ્યાં રે લોલ
રે લોલ પાકાં ખાધાં માયા લાગી છેલ ગુધી
પાકાં ખાધાંને માયા લાગી રે લોલ
રે લોલમાયા કરૂ તો પુરી કરજે છેલ ગુંધી
માયા કરૂ તો પુરી કરજે રે લોલ
રે લોલ નાસી જવાનું મન થ્યું સે છેલ ગુધી
નાસી જવાનું મન થયું રે લોલ.
રે લોલ નાસી જહું તો હું ખાશું છેલ ગુધી
નાસી જહું તો હું ખાશું રે લોલ.
રે લોલ જીરાતેહારના સોખા સાથ લેશું છેલ ગુંધી
જીરા તે હારના સોખા લેશું રે લોલ.

રંગીત બારિયા

## લગ્નગીત

મોટી બેનની વીટી ઉપર રામ સીતા નામ છે.
વાંચો શૈલેષકુમાર ભણેલા છો કે નહી.
તમારા બાપુએ પાવડો પકડાવ્યો પાણી વરાવ્યા
નિશાળે બતાવી નેય શૈલેષકુમાર ભણેલા છો કો નહી.
મોટી બેનની વીટી ઉપર રામસીતા નામ છે.
વાંચો શૈલેષકુમાર ભણેલા છો કે નહી
તમારી માતા પવાલી પકડાવી ભેસો દોવડાવી નિશાળ.
બતાવી નહી શૈલેષકુમાર ભણેલા છો કે નહી
મોટી બેનની વીટી ઉપર રામસીતા નામ છે.
વાંચો શૈલેષકુમાર ભણેલા છો કે નહી.
તમારા વીરા લાકડી પકડાવી ભેસો ચરાવ નિશાળ બતાવી
નહી શૈલેષકુમાર ભણેલા છો કે નહી.
મોટી બેનની વીટીં ઉપર રામસીતા નામ છે.

રક્ષાબેન પટેલ



## ગરબી

શાયણી જેટલું વાદરું રે મોરાય ના રાજા
શાયણી જેટલું વાદરું રે મોરાય ના રાજા
વાદળે સારો કર્યો રે મોરાઇ ના રાજા
વાદળે સારો કર્યો રે મોરાઇ ના રાજા
જરમર જરમર મેઘ વરસ્યા રે મોરાઇ ના રાજા
જરમર જરમર મેઘ વરસ્યા રે મોરાઇ ના રાજા
પડયો છપનીયો કાળ રે મોરાય ના રાજા
પડયો છપનીયો કાળ રે મોરાય ના રાજા
ડુંગરે ઘાસ ખૂંટયુ રે મોરાય ના રાજા
ડુંગરે ઘાસ ખૂંટયુ રે મોરાય ના રાજા
ઘોડી ડોલ્યા લાજ્યો રે મોરાય ના રાજા
ઘોડી ડોલ્યા લાજ્યો રે મોરાય ના રાજા
નદીયે નીર સુકાયાં રે મોરાય ના રાજા
નદીયે નીર સુકાયાં રે મોરાય ના રાજા
ગાયો ડોલવા લાગી રે મોરાય ના રાજા
ગાયો ડોલવા લાગી રે મોરાય ના રાજા
શેરમાં શેકણી ખુંટી રે મોરાય ના રાજા
શેરમાં શેકણી ખુંટી રે મોરાય ના રાજા
ડોહીઓ ડોલવા લાગી રે મોરાય ના રાજા
ડોહીઓ ડોલવા લાગી રે મોરાય ના રાજા
શેરમાં એફણ ખૂંટયુ રે મોરાય ના રાજા
શેરમાં એફણ ખૂંટયુ રે મોરાય ના રાજા
ડોહા ડોલવા લાગ્યા રે મોરાય ના રાજા
ડોહા ડોલવા લાગ્યા રે મોરાય ના રાજા
શાયણી જેટલૂ વાદળું રે મોરાય ના રાજા
શાયણી જેટલૂ વાદળું રે મોરાય ના રાજા

શૈલેષ પટેલ

## હોળી ગીત

સહીયરો
સૈય અમે સાતોની સહીયરો રે
ઉઢણી મારી હીરે જડી રે લોલ
સૈય અમે સરોવરીયે સીધ્યાં રે
ઉઢણી મારી હીરે જડી રે લોલ
સૈય અમે સોના બેડીલા લીખ્યા રે
ઉઢણી મારી હીરે જડી રે લોલ
સૈય અમે ઊંડા જડમાં પડ્યા રે
ઉઢણી મારી હીરે જડી રે લોલ
સૈય અમે બેડીલા ખંખાર્યા રે
ઉઢણી મારી હીરે જડી રે લોલ
સૈય અમે બેડીલા સાંભર્યા રે
ઉઢણી મારી હીરે જડી રે લોલ
સૈય અમે બેડીલા માથે મેલ્યા રે
ઉઢણી મારી હીરે જડી રે લોલ
સૈય અમે બગલાં લઇને ચાલ્યા રે
ઉઢણી મારી હીરે જડી રે લોલ
સૈય અમે હલકેપાસ સડ્યા રે
ઉઢણી મારી હીરે જડી રે લોલ
સૈય મારી વણજારા નો બેટો રે
ઉઢણી મારી હીરે જડી રે લોલ
સૈય અમે કાંકરી ચારો કર્યો રે
ઉઢણી મારી હીરે જડી રે લોલ
સૈય અમે બેઢીલા નંદવાયા રે
ઉઢણી મારી હીરે જડી રે લોલ
સૈય અમે ગરુડે સંધારે રે
ઉઢણી મારી ઘટરે જડી રે લોલ

શૈલેષ પટેલ

# ધરમને નામે ધતિંગ

સુરમલ વહોનિયા

ધરતી ઇપેર મનખ જાતની વહતી વદાર સે. મનખ ધરતી ઈપેર બીજાં જનાવરાં જીમ ભટકી ભટકીન હમજતું થાયું ઇતરે નાળે સાળે રીવા મંડયું, વસ્યાર કરતું થાયું ઈતરે ઈના ઢંગ બદલાઈગ્યા, ટુળીમાં રીતું થાયું પુણ ઝગડા થાતાં એક ટુળીમાંથી બીજી ટુળગ્યી ઊભી થાગ્યીં તી લાંમે ગાળે નવે નાંમે વળખાતી ઇને લીદે ધરતી ઇપેર નાળા નાળા મલકમાં નાળાં નાળાં મનખાં ભાળવા જડે સે. મનખની જાત બીજાં જનાવરાંજીવી હીતી પુણ ધરતી ઇપેર જે કઇ થાતુ તીન ભાળીન તીના સાળા પાડતો તીમાંથી ઇન વાસ્યા ફુટી અન બુલતો થાયો. કામ કરતાં સ્હક કે દખ્ખ મળ્યું તીની ધારણા બાંદતો સાલ્યો અન મનમાં ગાઠવાળી રાખતો. પુતેની મરજી પરમાંણે સગવોડ ઉભી કરતો. ધારણા બાંદતો તીમાંથી આસ્થા બંદાઈ. એક બીજા હાતી પુતેની આસ્થા જુડતા અન ભીળા થાઇન નાળો પંથ ગણતા. લુકાં પુતેની મરજીથાં ઇમાં જુડાય. ભણીલાં લુકાં ઇન ફિશન જીવું ગણં સે. ઈમ કિવાય કે ઝીના ગળે ઉતરે તી ઈમાં ભીળવાયાં. ઇ બદી સગવોડ મનખજાતની ઉભી કરીલી સે ઇ ધારીન નથી ઉભી કરી અજાણતાં ઉભી થાઈલીસે, ઇયાદ રાખતાં ઇમાંથી એક સગવોડ ઉભી થાઇ ઇતરે ઇમ કિવાય કે મનખનીજાતેપુતેની સગવડ પુતેની મરજીથી ઉભી કરી સે. નાળી ટુળગ્યાંન નાળાં નામાં આલ્યાં તી નાળો પંથ લીતી સાલગ્યી અન આજ નાળા નાંમે વળખાય સે. મનખજાત ઇન ધરમના નામે વળખે સે. ધરમ જાતે ઉબો નથી થાયો કે બણ્યો નથી, મનખનીજાતે ઇન રૂપ આલ્યું સે, ધરમની જુડા જુડ પુતેની મરજીથાં ઉબાં કરીલાં દેવ કે દેવીનું નાંમ જુડતા અન તીની પુજા કરતા. દનગ્યાંમાં ટુળગ્યીં ઊભી થાગ્યીં તી બદાંના નાળા દેવ ઇતરે તે ઇની દનગ્યાંમાં ગણાયનીં ઇતરાં દેરાં સે. દેવકે દેવીનું રૂપ મનખજાતે મરજીથું તીયાર કરીલું સે. અટકળથી નાંમ આલ્યું તી લાંમે ગાળે બદાંન ઇયાદ રહયુ ઇતરે ઇ નાંમથાં વળખતાં થાયાં. મરજી પરમાણેના નાંમ આલી ઇમાં સત સે ઇવી વાત ઊભી કરીન ઇનાંની પુજા કરે સે, ઇનાં હારુ મંદિર મસ્જિદ કે દેવોળ બણાવે સે તીમાં બીહાડી ઘરીણાં કે હાર પેરાવે પુણ સુર આવે તી આરામથો ઘરીણાં ઉતારીન લી જાય સે, જો ઈનાંમાં સત વેત ઇનાં ના બાયણામાં સુર કીકમ કરીન દાખુલ થાય? આજે લુક મંદિર મસ્જિદ કે દીવોળ બણાવવા લડાઈ ઝગડા કરે સે. પુતેનો દેવ મુટો અન બીજાંના દેવને ઉતરતો ગણે ઇમાંથા ઝગડા થાય. દનગ્યાંમાં કુઇ મુટો દેવ નથી, મનખજાતે ઇન મુટો બણાવીલો સે પુતેના દેવને મુટો ગણવો ઇ મનખ જાતે મરજીથી ઉભી કરીલી વાત સે, દેવ કુઇ મુટો નથી કે ઉતરતો નથી મુટા નાનાનો નિયા મનખ જાત કરે સે. મુટો કે નાનો કુઇ દેવ નથી ઇમ ગણવા જાગ્યેત દનગ્યાંમાં મુટામાં મુટા દેવ સાંદો અન સૂરજ સે, ઇ કુંઇ દન ભાગ નથી પાડતા કે પડાવતા, ઇતરા મારા સે કે ઇતરા તમારા ઇવી ઇનાંની ગણતરી નથી મારાં ઇપેર ઇંજવાળું પાડું અન તારાંન ઇન્દારામાં રાખું ઇવું ઇ નથી વસ્યારતા, ઇ બદે ઝગઝગે સે ઇનાંનો કુઇ ધરમ નથી, નાત જાત કે વાડો નથી બદે હરકા. ઇનું નામ દેવ કિવાય. મનખ જાતને જીવવા હારુ ખાવું પડે, હવા

મારવાવાળા બીઠા સે હાસ્સી વાત વતાડે તીન તે બુકાં ડંડેસે. દનગ્યાંમાં હાસ્સી વાત વતાડવાવાળા બીઠા સે પુણ ઇનાંની કુણ હાંમળે ઇ વાત કોન વતાડતા કીમકે ઇનાંનુ કઇ સાલતું કોન વાત વતાડીન ભુઠા પડવેનું થાય ઇતરે તે ઇ મનમાંન મનમાં ધુળાયાં કરે પુણ મનમાંથી વાત બારતાં કોન કાડતા. જમાંનો સે ઇ પરમાંણે ઇ પુણ સાલતાં હીકીગ્યા સે. તાજા ભૂંડાની ઇનાંન ખબર પડે સે તાં હદી ઇ કીવેની હીમત કરતા નથી.

મનખની જાત જાં હદી હાસ્સ જુઠ કે તાજું ભુંડું ની હમજે તાં હુદી ઇની અગોડ ધરમની વાત કરવી નકામી સે. મનખજાત ખાવે પીવેને રવાડે સડીગઈ સે કામ કરતાં કે કરાવતાં ઘાલમીલ કરવેનું હીકી ગઈ સે ઇતરે કાંમમાં પુણ ભલીવાર નથી રી. ખુટાની ખબર સે તાં હદી ખુટું કરે અન કરાવે સે, ઇનાંન કુઇ રુકનાર નથી જાં હદી મનખજાત હાસ્સુ જુઠું નીં હમજે તાં હદી ઇનાંની રીતભાતમાં કુઇ ફેર પડવેનો નથી. મનખની જાત પુતે ખરું ખુટું વસ્યારતી થાય, લુકમાં રીત પરમાંણે રીતાં હીકે ઇના જીવું રુપાળુ દનગ્યાંમાં કઇ નથી. એક બીજાની ભલાઈ ઇ મનખ જાતનો મુટો ધરમ સે. ગાંમ, સેર કે દનગ્યાંમાં રીતી મનખની જાત એક સે ઇવું ઇનાંના મનમાં નીં થાય તાં હદી મનખને તાજી વાટે વાળવું કાઠું સે.

•



# મીયાં બીબી

જે. એલ. તરાળ

મીયાં અને બીબી હતા. મીયાં કઇ કામ ન કરે, રોજ ટુટલી ખાટલીમાં પડયા પડયા બીબીને લડયા કરે, 'સાલેકું મેરેકું ખાના અચ્છા બનાકે કયું નહી દેતી'? એક દિવસ બીબી-મીયાંને કહે મીયાં તુમ સાલે કુછ કામ નહી કરતે અને સાલે ખાના અચ્છા માંગતે હો તુમ કુછ વેપાર ધંધા કરો. મીયાં બીબીએ એક પૈસામાં બળદ રાખેલો એટલે મીયાં તો બળદ વેચવા નીકળ્યા, એક ખાખરો આવ્યો મીયાંને થયુ કે સાલે વો ખાખરે કૈસા હૈ મે દેખકે ચલતા હું મીયાંભાઇ તો ખાખરા પાસે જઇ ને જોવે તો ખાખરો પોલો, મીયાં તો ખાખરાના પોલામાં પેસે છે અને બળદને બહાર બાંધે છે, અંદર પેસીને બોલે તેરેકુ બળદ બેચના હૈ, અને બહાર નીકળીને બોલે, અચ્છા મેરુકું બળદ બેચના હૈ, અંદર ચાર ચોરોનો માલ સંતાડી મૂકેલો તે મીયાં જોઇ જાય છે, બધો માલ બહાર કાઢીને બળદને લઇને ઘેર જાય છે. બીબી :- આજ તો બહોત માલ લાયા હું, બીબી કહે મે કહતી થી કી તુમ વેપાર ધંધા કરો આજ મીલાને માલ. તુમ અચ્છા કહતી હો કલ ફીર જાઉગા એમ કરી મીયાં બીજા દિવસે એક પૈસાનું બળદ લઇને વેચવા જાય છે ચોર એક ટેકરી ઉપર બેઠા બેઠા મીયાંને જોઇને વાતો કરે, આજે એક પૈસામાં બળદ લઇ લેવો છે. મીયાં ચોરો પાસે આવે છે. ચોર કહે મીયાં બળદ વેચવો છે. મીયાં કહે વેચવાનો છે. બોલ કેટલા રૂપીયામાં આપવાનો છે ? એક હજાર રૂપીયા. ચોર કહે એક પૈસામાં આપી દે નહી તો અમે તને મારી નાખીશું. મીયાં બિચારો બીકરતો મરઘો, એક પૈસામાં બળદ આપી દીધો. મીયાં ઘેર જઇ ટુંટમૂટ ખાટલીમાં પડયા, બીબી કહે કયું ? કયા હુવા. કિતને રૂપિયામે બળદ બેચા, તુમ પૈસા કી બાંત છોડ સાલે કું એક પૈસેમે બળદ લઇ લીયા. બીબી કહે તમે મારા કપડા પહેરીને પાછા એ ચોરો પાસે જાવ. રોતા રોતા જજો. મીયાંભાઇ બાયરીનાં કપડા પહેરી રોતા રોતા જાય ત્યારે ચારે ચોર ત્યાં બેસી રહેલા, બયરૂ જોઇ ચોરો પૂછે છે શું કરવા રોવે છે, મીયાં કહે મને મારા ગરવાળાએ કાડી મૂકી છે હવે હુ કયાં જાઉ, ચોર કહે તમે અમારે ઘરે રહી જાવ, મીયાં કહે તમે મને ઘેર લઇ જજોને. મીયાંને તો ઘેર લઇ જાય છે ચોરોના ઘરમાં બાપા હતા એમને બીમારી હતી. સેવાચાકરી કરવા મીયાં ભાઇને મૂકયા ને ચોરી કરવા જતા રહ્યા. રાત પડી મીયાંએ બાયડીનાં કપડા કાઢી નાખ્યાં અને ઘરડા ડોસાને કહે સાલે તેરે બેટેને મેરા એક પૈસેમે બળદ લઇ લીધા. એક હજાર રૂપીએ કે બળદ થે. એમ કરી ડોસાને કહ્યું જે હોય તે આપી દે નહી તો માર ખાવો પડશે. મીયાં તો જે હતુ તે પોટલું બાંધી ઘેર જતો રહ્યો. બીબી આજ તો મે બોહત માલ લાયા તુમ અચ્છા કહતી હો. મીયાં બીબીની બાજુમાં પાડોશી રહેતા હતા. એક દિવસ બે બીબીઓ ભેગી થઇ વાત કરે, પડોશી બીબી કહે તુમ્હારે મીયાં અચ્છા વેપાર કરતે હૈ, પેલી મીયાંની બીબી કહે, જો તારા ઘરવાળાને કેવાનું ઝાડ ઉપર ચડીને બૂમો પાડવાની, એક પૈસે બળદવાલા મીયાં ઇધર હૈ. ડોસાને મારેલો એટલે ચોર મીયાંને શોધવા નીકળેલા. એટલામાં પેલી બીબીએ શીખવાડેલું એમ પેલો પડોશી મીયાં ઝાડ ઉપર ચઢીને

બૂમો પાડવા લાગ્યો, 'એક પૈસે બળદવાલા મીયાં ઇધર હૈ મીયાં ઇધર હૈ.' ચાર ચોરો સાંભળી ઝાડ તરફ દોડવા લાગ્યા પેલો મીયાં ઉતરીને ભાગી ગયો. ચોર પાછળ દોડયા એનો લાભ લઇ મીયાં ડોસા પાસે જઇ કહે, 'ડોસા મે મીયાં' મીયાં તુમ્હારે બેટેકું મેરા એક હજાર કે બળદ એક પૈસેમે લઇ લીધા સાલે ડોસે જે માલ હોય એ આપી દે', બે ત્રણ ધોકા મારીને ડોસા પાસેથી જે માલ હતો એ લઇને ભાગી ગયો, એટલામાં ચોરો આવ્યા ત્યારે ડોસો બેઠો રોતો હતો, 'તમે કયાં ગયા હતા, મને તો મારી મારીને હાડકાં ભાંગી નાખ્યાં, પેલો મીયાં આવેલો બળદવાળો. મીયાં ઘેર જઇ પડોશી મીયાં એમ બે જણે ભાગ પાડી લઇ પાછો ડોકટર બનીને ચોરોના ઘર આગળ થઇને નીકળે છે. ડોસાના છોકરા ડોકટર શોધવા નીકળેલા ત્યારે પેલો મીયાં મળી ગયો, મીયાં તો ડોસાને દવા કરવા જાય છે અને છોકરાઓને કહ્યું, 'મારી પાસે દવા નથી, હુ તમને દવા લખી આપુ, તમે ચારે ચાર દવા લઇ આવો, ચાર જગ્યાએથી દવા લાવવાની છે, પેલા ચારે ચોરને દવા લેવા મોકલ્યા પછી મીયાં ડોસાને બે ધોકા મારી કહે, 'સાલે મે ડાકટર નહી, મે મીયાં હું તુમ્હારે બેટે કું મેરા હજાર રૂપીયે કા બળદ એક પૈસામે લે લીયા થા. સાલે ડોસે જે હોય તે આપી દે નહી તો આજ તેરે હાડકા નરમ કર દું.' પેલો ડોસોતો બીચારો શું કરે, ભાઇ જે હોય તે લઇ જા પણ મને મારતો નહી, પેલો મીયા જે હતુ તે લઇને રવાના થઇ ગયો અને બે ધોકા મારતો ગયો. ચારે ચોર દવા લઇને આવે છે ત્યારે ડોસો બેઠો બેઠો રોતો તો. 'તમે કયાં ગયેલા આતો પેલો મીયાં હતો બળદવાળો, બધુ લઇ ગયો ને મને મારતો ગયો, ડોસોને ચાર દીકરા મીયાંથી કંટાળી ગયા ને એક પૈસાવાળો બળદને થોડો માલ સામાન લઇને મીયાંને ઘેર જાય છે ત્યારે મીયાં ખાટલો ઢાળીને બેઠેલો હતો. ત્યાં જઇને મીયાંને પગે લાગે ને કહે મીયાં ભાઇ આ તમારો એક પૈસાવાળો બળદ ને આ થોડા માલ સામાન, આજથી અમને હેરાન ન કરતા, અને અમે પણ આજથી ચોરી કરવાનું બંધ કરી દઇશું, એમ કહી ઘેર આવ્યાને ખાધુ પીધુને સેર કરવું.

•



# ખાદે પિદે દિવાળી વદે તેની હોળી

સુરમલ વહોનિયા

પાંસ પોરિયાંનો બ્હા પિદયો એના મોટા પોર્યાન પણાવવા હારુ મોરેના ગામમાં રેહતા તેરહિંગની પોરીન ભાળી આયો. પોરીન ભાળી તી દાડાનો પિદયો પોર્યાન પણાવવા હારુ મનમાં મ્હોટો થાતો ફરે. દેજ આલવેનું કાઠું અન વરહ તાજું નીં આયું તાં હદી પિદયે વીવા ગુઠવ્યા. મજુરી કરવા જાય ઇ શેઠીયા પાહેથી ઉપાડ લેદો અન એક ખેતરની જમી ગરીણે મેલી રુપિયા ભેળા કર્યા તે દેજમાં આલ્યાન પોર્યાન પણાવ લાયો. રુપિયા હાથમાં આયા એતરે પિદયો પીન આખા ગામમાં કસાટ કરતો ફરે, થોડા દાડા પિદયાએ ગામમાં વટ માર્યો, વીવાંના દનુમાં પિદયો ખલીન ભમતો ફરે. વટ કરે અન કરાવે, વિયાજવા કાડીલા રુપિયા વાપરતાં ખૂટતા આયા તી પિદયો ઓહરતો ગ્યો ને દેવું ધોવાની હુજ પડી. માથે ડબ્બાને પિદયાની પલ્ટન ગુજરાત ધમી મજુરીએ ઉપડી. હાથમાં રૂમાલને નવી વઉ હાતે ગઇ, થોડા દાડા કામ કર્યું ન શેઠીયા પાહેથી ઉપાડ લેદલો તી પુરો થાય ઇ પેલાં પલ્ટન ઘેર આવી. પોર્યાનો હાહરો તેરહિંગ ઇન પોરીનું આંણુ તેડવા આયો ઇના હારુ પિદયો બાટલી લાયો તી પીન બઠા બઠા ટાશ કરે

પિદયો - સાળો મત કરે નાલ..... સાળો મત કરે..... તેર તું પિદયાન કમ હમજે સે કે..... નાંમ પિદયાનું .... આ ઓર મોર વાળાંન પુસેત ખબર પડે કે પિદયાન ઘોર પરોણો આવે તેર કેટલાં બાટલાં ફુટે.

તેરહિંગ - હગ્ગા પિદયા.... પોરીનું દેજ લીન મોહટો થાયો ઇમ કીહી રાલ પુણ માર ઘોર આવહી તેર બસકો બાંદીન મેલવા આવી... તેરહિંગ સમકે ઇમાંનો નથી.

પિદયો - નાંમ પિદયાનું.... ફરતાં ગામુમાં પિદયો પિદયો વાજે સે તી અમથો થોડી.... બંબા લગાડદું બંબા...... આ પોર્યાના વીવામાં કઇ લુકાં વટ કરીગ્યાં, અમથું થોડી નાંમ સાલે..... પિદયો વગડામ વાટ પાડ્ તીમાંનો સે

તેરહિંગ - પિદયા હગ્ગા... તાર પોર્યાન મારી પોરી ગમી તેર આયું હગ્ગા થાયા કી અમથા થોડી ભેગ્ગા બેહાય

પિદયા - તેર હું બીજી બાટલી મંગાડી રહ્યો રાલ..... પોર્યા.... ઓ પોર્યા.... તારી આયા પાહેથી રુપિયાલીન બાટલી લેહતો આવ.... હમું હજી પિવાના.

પોર્યો - આયા.... ઓ આયા...... આ બ્હા કસાટી રહ્યો તેર તન હમળાય કે નીં ?

પોર્યાની આયા- હું કે સે ઇની સસડાવું ...... કારનો પી પીને તણગીગ્યોસે તી કસાટ હાનો કરે

પિદયો - આ પોર્યાન બાટલી લાવવા રુપિયા આલ.... કારનો ગાંગરું સે તાં હદી હુજ કેમ નથી પડતી....

પોર્યાની આયા - હું કાંહથા આલું.....? મારી પાહે રુપિયાંની બેક સે તી આલું....! વિવાં વખત વિયાજે રુપિયા કાડીન ખાવાહારુ દાણા લાવલાં તી પુરા થાવા આયા સે તેર તું પોર્યાન કીમનો પાળવેનો... થોડો વસ્યાર કર.

પોર્યો - બા ભારી હરેંદિયો સે, એતરો એતરો પિવે તાંહદી કોન ધરાતો

પિદયો - તેર તું બાયડીવાળો થાયો એતરે ડોફાઇ કરતો થાઇગ્યો ઇમ..... તારી બાયડીનું દેહેજ કોણે આલ્યું ? તારા બાના રુપિયા મેલ દે

પોર્યાની આયા - તારી ઘાટ સસડાવું ...... બારે દનના હરેંદિયા..... પોર્યો ગતનું કે તેર તેન બાજી રહયો.....

પિદયો - તું બાટલીના રુપિયા આલ..... તારા ધણીન ઓળખતી નથી ?.... તારો બા જેગી હાળો કોઇ દન સાક હરો નીં પાય

પોર્યાની આયા - ઓ તાહરી રખોડી ઉડાડું તારી...... મારા બાનું નાંમ દે..... તી તારે ઘોર હું ખાવા આયો? બારે દનના ભુખડીલા તારુ નખાખોજ જાય, ગાંડું પીન ગાંડો થાઇગ્યો લાગે.

પિદયો - તાહરો બા મન સેતરીગ્યો.... સેતરી..... ઇમતે પિદયો કાળો કાગડો સે પુણ સેતારાઇગ્યો..... લાડી ભાળવા આયો તી વખત તારા બા એ તારી જગા ઇપેર તારી બોનને વતાડલી... તી મન ગમી ગેલી તાં પિદયો માર ખાઇગ્યો

પોર્યાની આયા - તારું બાજડું ઝીલું તારું...... ટાપરીનાં ઠેકાંણાંની ને બઠો બઠો ડોફાઇ કરે......

પિદયો - તાહરી બોન મન ગમી ગેલી..... ઇન હદી લાવવેનો હીતો પુણ પિદયો ખુમ ખાઇગ્યો.... પિદયાન તમું વળખતાં નથી..... લીણ લગાડદું લીણ.....

પોર્યાની આયા - તારી રખોડી ઉડાડું તારી.... ઘોરમાં ઉંદરા આંમળી પાળે ને મોટો પીન પટલાઈ કરે તી કોહને વતાડે....

તેરહિંગ - પિદયા હગ્ગા.... હું કાલનો આવેલો તેર હાઉ જાઉ રાલ..... પોરીનું આણું તેડવા આવલો પોરીન લેતો જાઉ.....

પિદયો- પિદયાના ઘોરથી હેમ થોડી જવાય..... ઓલી બાટલી મંગાડી તેર......

પોર્યાની આયા - પોર્યા તું વઉન ના કઇ દે...... ઓલા વાણગ્યાના હજુ ધોવાયા નથી.... મજુરી કરવા જાવું પડહે....

પોર્યો - હમુ પાસાં મજુરીયે જવાંનાં ..... પાસાં આવીયે તેર આણું લેવા આવજો

વઉ - બા હું આવવાની..... ઇ તે બારેદન મજુરી કરાવે, મારથી હેતરી બદી મજુરી નીં થાય

તેરહિંગ - પિદયા હગ્ગા..... વિવાં પેલ કેતલો કે મજુરીયે નીં મોકલું હાઉ કેમ મોકલી રહયો.... મારી પોરી ફોરી સે... ઇ લાડમાં મોટી થાયલી સે..... ઇનથી હેતરું બદું કામ થોડી થાય.

પિદયો - એ પિદયે સુટી આલી..... વઉ તું જા..... તું તારે આણાં ફર.....

પોર્યાની આયા - તારી ઘાટ સસડાવું.... તારી ઘાટમાં જાય..... એતરું બદું દેહવું થાયું તી કોણ ધોવે.... હમણાં આણાં ફરવેનો થોડી વખત સે

પિદયો - એ પોર્યાની આયા..... તારા ધણીએ કીદુને..... જાવા દે...... પિદયો બુલ્યો ઇતરે ખલ્લાસ....... પિદયાનો નિયા હાસો, તમારું કોઇનું નીં સાલે. પિદયો વકિલ સે વકિલ......

પોર્યાની આયા - તાહરી રાબ રાંદુ તારી..... મોહટો વકીલ ..... પી પીને

તેરહિંગ - પિદયા હગ્ગા તમાર ઘોરનો નિયા કેવો રાલ તમું ભારી બજાઇરયાં.

વઉ - કાયમનાં મજુરીયાં અન કસાટિયાં માણહુમાં તમે મન હું ભાળીન નાખી.... મારે જનમારો કેમનો કાડવો.

તેરહિંગ - બેટા મન હરો પિવાડીન ભોળવી કાડલો એતરે તે મેં તારી હારુ હા કેદલુ અન વાત ઝેલ લીદલી, ઇ મારથી ભૂલ થાઈગેલી.

પિદયો - હગ્ગા મારા ઘોરથી હેમ થોડી જવાય..... હું ઓલી બાટલી મંગાડીરયો રાલ

વઉ - તેર બા તું કાં હદી બઠો બઠો પીયાં કરે..... સાલ આપું જાયે

પોર્યા - તું કાં જાય..... ના કીદલા ઇપેર જાવા કરીરી..... આ ડાંગોડો ફાટી જાહે

પોર્યાની આયા - દેહેજના રુપિયા કાડલા તી કોણ ધોવે ?

તેરહિંગ - હું આ સાલ્યો..... પોરી તાર આવવું સે કે ?

પિદયો - હગ્ગા થોબી જા....., હું બાટલી લાવરયો...., હું મેલવા આવી...., થોબીજા...., પોર્યાની આયા.... તાર તું ડોફાઈમાં રી...., તન આલવી પડે......

પોર્યો - બા તું આયાન કેમ મારે...., આયાન સોડ દે..., ગળામાંથી સોડ દે...., હું લેવા હાબકે...., ટોહ પડી જાહે તેર..., સાલ સોડ દે

પિદયો - નાંમ પિદયાનું...., તારી આયા મારો સાઇબ સે ઇમ....., તું પિદયાન નીસુ ઘલાડે...., કઇ ગ્યો હગ્ગા હું આંણું તેડવા આવવાનો

પોર્યાની આયા - પી.... પી..... ન મન મારવા બઠો...., આ એતરાં પોર્યાંનો નિહાકો લે તાહરી રખોડી ઉડાડું તાહરી...., હરેંદિયા...., હગ્ગાં હદી હરેદિયાંમાં કર્યાં...., તું મહાંણાંમાં નથી હમળાતો તાહરું કાયટું કરું તાહરું

પિદયો - પિદયા અગોળ વટ મારે એમ...., ભેળાં કરીન વાહદી મેલદું...., ઉભારો

પોર્યો - આયા નાહીપડ...., ઓલો સુલામાંથી ઉમાડયું લાયો...., નાહી નબ...., ઇ બા હું કરવા બઠો નાલ

પિદયો - તારી આયાન નહાડી તું કાં જવાનો...., તાહરો પુણ ઘાટ ઘડું ...., નાહીન કેતરેક જવાનાં

પિદયો - તમું હાથ નીં આયાં એમ...., તેર ઘોરની સોમદું...., કાં રેવાનાં.......

પિદયાએ ઘોરને ઉમાડયું સાપી મેલ્યું, વાહદી મેલતાં ભડભડાટ થાતુ હળગ્યું, પોર્યાએ વાહાર પાડી એતરે લુકાં દોડી આયાં પુણ ઘોર તે ઝયડાનું બાંદલું તી લુક આવે હેતરી વારમાં કુસ્સ થાઈગ્યું. ઘોરને વાહદી મેલી પિદયો ઇના ઘોર હામો વાકો વળીન બપકારી કરે, વાહાર હામળી લુક દોડી આયાં તાં હદી પિદયો બપકારે ને પોગ ઉસા કરી કરીયાટે, પિદયાના નાના ભાયે પિદયાન તાહવ્યો, પિદયે ઘોર સુમ્યું હેતરી ખબર પડતાં ઘોરમાંથી ડાંગ

લાયો તી તાજી તાહવીન પિદયાન ઉબાં મોરુંની મેહલી એતરે માસલું તળપે હેમ તળપીગ્યો પુણ હાંમે એહનો કાકો આયો એણે પડતા પિદયાનાં ઝટિયાં ઝાલીન ઘંઘોટયો એતરે પિદયો ટાડો પડયો અન બે હાથ જોડવા મંડયો, થોડી વારમાં ટાપરી રાખ થાઈગી, પિદયાનું હેતું એતરું રાખ થાઇગ્યું, લુકાંય ટાપરીની રાખ ઇપેર પાંણી રેડયું તી ટાડું ટપ થાઇગ્યું પુણ દોડી આવલાં એમાંથી કેતરાંકે પિદયાન હામે જડબેની મેલી અન પટવાટયો એતરે પિદયાનો હરો ઉતરીગ્યો. થોડી વારમાં હોતું નીં હોતું ને લુક ટાડાં પડયાં એમણે પિદયાનાં માંણહુન પિદયાના ઘોર મોરેના લીમડા હેઠે બહાડયાં, પિદયો એક મોર બઠો બઠો ટાપરીની રાખ ઘમ ભાળ્યાં કરે, ઇના ઘોરનાં માંણહુ બઠાં બઠાં રોવે તેર પિદયો એની ટાપરીની રાખ હામો ભાળે. રાત લીમડા હઠોળ કાડી, બીજે દન લીમડા નીસે સુલો બણાયોને પિદયાનું ઘોર લીલા લીમડાની સાયામાં પડયું.

•



# સન્યા પાઠ (સંધ્યા પાઠ)

ભગત પ્રતાપદાસ કાનજીભાઇ નીસરતા

આદિવાસી ભીલ હમાજમાં ભગતીના નાળા નાળા પંથ તીમાંનો એક પંથ તે કબીર પંથ. ઇ પંથવાળા ભગત કબીર સાહેબને પુતેના ગુરુ ગણી બંદગી કરે સે. કબીર સાહેબનો ઉપદેશ ઇનાંન ગમીગ્યો ઇતરે ઇ કબીર સાહેબમાં ભગવાંનનું રૂપ ભાળતા થાયા સે, ગુરુમાં ભગવાંનનું રૂપ હાજરા હજૂર સે અન ઇની ટીમે ઇ પરસો વતાડે સે ઇમ ગણી ગુરુ ઇજ ભગવાંન ઇ પરમાણેની ઇનાંની લાગણી સે. આખો દન કામ ધંધો કરે અન હાંજ પડે એકતારો, મંજીરા, તબલાં લીન કુઇ મુકળાઇની જગા ઇપેર કે કુઇકને ઘેર પાટપુરે, ભજન મંડળી રાખે તાં ભગત ભેગા થાય અન આખીરાત ભજન ગાય. ગાતાં ગાતાં તાન સડી જાય તી ઘડી તાનમાંન તાનમાં કીતરાક તે ઝુમી ઉઠે.

કબીર પંથના ભગત ભજન ગાય ઇમાં લુકને હમજવેનું ઘણું સે. ભજનાંમાં જ્ઞાન સે, જ્ઞાન વગરનું મનખ ઢુર બરુબર સે, જ્ઞાન વગર મનખ જીવીના હકે. અન જ્ઞાન મળીજાય ત મનખ પુતેનું આયખું ઉજળી હકે ઇ પરમાણેની વાત ઇનાંનાં ભજનાંમાં આવે.

કબીર પંથવાળા ભગત પુતેના પંથને જ્ઞાન આલનારો પંથ ગણે સે. ઇનાંના ભજન લુકાંન જ્ઞાન આલવેનાં સે. ઇ પંથના ભગત માંને સે કે આપુન મનખનો અવતાર મળ્યો ઇ આપડા નસીબની વાત સે, પેલાંના જલમમાં આપુઇ કઇક ઇવાં કાંમાં કર્યાં હીહે તર આપુન મનખનો અવતાર માગ્નો, ઇનો આનંદ સે, મનખનો અવતાર મળ્યો ઇ ઘણો મોગો સે, ગમે તીમ ઇ અવતાર મળતો નથી અન એક વખત મળીલો અવતાર વળી વળીન પાસો મળતો નથી ઇતરે ભગત કે સે કે અવતાર મળ્યો ઇન ઉજળો બણાવ લીવો. અવતાર આલવેનું લીવેનું કામ ભગવાંનના હાથમાં સે ઇતરે ઇ ભગવાનના ઠીકાણા હુદી પોતવેની વાત ભજનમાં કરે પુણ ઇ ઠીકાંણાની ખબર કુને ? કુઇક નેતે ખબર ખરી કે ? ઇની ખબર ગુરુને પડે ઇતરે તે ગુરુની આંગળી હાવી પડે અન ગુરુના વતાડીલા મારગ ઇપેર સાલતાં પરભુના ધામમાં પોતાય સે, તાં પોતાડવા વાળી નીહરાંણી તે ગુરુ સે. ગુરુને રાજી રાખો તો આપો આપ મારગ ખુલતો જાય.

ભગતીમાં ભગવાંનને ભાળી ગયેલા કદવાળ ગાંમના ભગત પરતાપદાસ કાનજીભાઇ નીહરતાએ જીંદગી ભગવાંનને ભજવામાં કાડી. બગલાની પાંખ જીવાં ડાગ વગરનાં ધોળાં સીતરાં પેરે. મન ઉજળું ઇતરે ભલભલાને વાત કરવા લલસાવે. ભગવાંનની ભક્તિ સિવાઇ કુઇ વ્યસન નથી. જ્ઞાનની વાતમાં ભલભલા કર્મકાંડીને પસેળ મીલ દે. લીમડી, હંજેલી, સંતરામપોર, ફતેપુરા અન લીમખેડા પાહેના કબીરપંથી ભગતુમાં ભગત પરતાપદાસ કાનજીભાઇ નીહરતાનું નાંમ અગેળ પડતું સે, જીવનમાં એક નીમ (નિયમ) કુઇનું ખુટું ખાવું નીં, ખુટું કરવું નીં

અન ખુટું ગાવું ની, ખુટું કરવું નીં અન ખુટું ગાવું ની. નરસીં, મીરાં કે સુરદાસ હરકી લગન ઇતરે ભગવાંનને નાંમે લુટાઇ જાવા તીયાર. આ ભગત હાતી બેઠક થાઇ ઇમાં ભગતીની વાત નીકળી લાંમી વાત કરતાં સન્યાપાઠ (સંધ્યા પાઠ) ગાયો ઇ ભગતના બુલ ઉતાર્યા સે. સન્યાપાઠની વાત કરતાં ભગત કે સે કે શરીરમાં રાત પડી ગઇ ઇતરે અજવાળુ કરવાનું.

નીરવિકાર નીરભે તૂં હી
ઐર સકલભે માંહી
સબપર તેરી સાહીબી
તમપર સાહીબ નહીં

સન્યા સ્મરણ આરતી
ભજન ભરોસે દાસ
મનસા વાસા કરમણાં
જબલક ઘટમે શ્વાસ
શ્વાસ શ્વાસને નામ લે
મિથ્યા શ્વાસ મત ખોયે
ના જાણો એ શ્વાસ કો
આવન હોય ના હોય

મન માળા મનમાળા સતગુરુ દયા
પવનમાં પોયા, મુખજીભ ભાર પર આવે નહીં
કરશ્વાસા કી સુમરાણી કર અજબા કો જાપ
પરમતત્વકો ધ્યાન ધર સ્વહાંગ આપવો આપ
સ્વહાંગ પોયા પવનમે બાંદો સુરતી સુમેર
બ્રહ્મગાંઠ ઇરધે ધરો આ વિદિના માળા ફેર
માલા સો શ્વાસકી કોઇ ફેરેંગે દાસ
જિ બ્રહ્મે કરે કાળકી ફાસ
સતગુરુ મોહન નિવાજીયા દિનહાં અમરમૂલ
સાંજ ભયે દિન આથમે સકવી દિનહાં રોઇ
સલ સકવા જહાં જાયે રેન દિવસન હોય
રેનકી બીસુરી સાકવી અન મિલે પરભાત
સદ્દગુરુ મોહી નિવાજીયા દિયા અમર મૂલ

તાં હંસા કરે કબુલ આંસ તની ડરપીયો
કર મેરી પરતી
અમર લોક પહોચાવો ભવજળ મેબહુ કાગ
કોઇ કોઇ હંસ હમારા કાહે કબીર ધરમદાસ સો
ખેવર કરીને ખેવ ઉતારો પાર
વિનવે કર જોડી સાહેબ સુન ગુરુ કૃપાને ધાન
સંનતાનકુ સુખ દીજીયે દયા ગરીબી જ્ઞાન
સંનતાનકુ સુખ દીજીયે દયા ગરીબી બંદગી
સંતાશિલ સ્વભાવ એટલો લક્ષણ સાધુકો
દ્રઢ ઉપર ધરમદાસ સતનામકી ટેક
રહતા પુરીશ કબીર સલતા હૈ સબ ભેખે
ભેખ બરાબર હોય રાહા તોલ બરાબર નૈં
કેવળ નામ કેવળ ગુરુ બાલા પીર કબીર
ઠાડી હંસ બીનતી કરે દર્શન દોહો ગુરુ કબીર
આનંદ મંગલ આરતી જમકા ફંદા કારકે
હંસ લગાવો તીર

ભજન

અબ હમ અવી ગતી સલી આયે
હમે મેરો ભેદ કોઇ મરમનહી પાયા
કાસીસેર જંગલ બીસે ડેરા તાં જોહાલાને પાયે
મહી મેરે ગરભે બસેરા બાલક હો દેખલાયે
હતે વિદેહી દેહ ધરી આયા કાયા કબીર કહાયા
અગલે જલમ હમે હમ કોલ કીયાથા
તબ હમ નિરુકે ઘર આયા
સાત દિનકી બસીયા મંગાઇ
તાકો દુધ દોહાયા
જોગન જોગન કે બીસુડી રે હંસા
રામા નંદકો સમજાઇ
નહી મેરે ગગન ધરન કસુના આદેશથી અગમ અપાર
શબ્દ સરુપી નામ સાહેબકા

સો નીજ નામ હમારા
નહીં મેરે હાડ રામ નહીં લોઇ
હમ સતનામકા ઉપાસી
તારણ તરના ભયા પદ દાતા
કાંહે કબીર અવિનાશી

ભજન

ધૂની સૂની કે મનવા મગન હુઆ લાગી સમાતી રહો ગુરુ શરણમાં

અંદરકા દુઃખ દુર હુઆ
શુન્ય શિખર પર ઝાલર ઝલકે ઝરતા અમીરસ પ્રેમ હુઆ
સાર શબદકી દોરી લાગી તાં સડકર હંસા પાર હુઆ
કાંહી કબીર સુનો ભઇ સાધુ શાકા શાકા અલા મસ્ત હુઆ



# યુવા રાજા વિષાળુ

લખનાર : પંચાલ પંકજભાઇ સોમાભાઇ
વાર્તા કહેનાર : ફતાભાઇ ખાતુભાઇ ડામોર

એક ચૌદ ચોકડીના રાજા ઘરડા થયા એટલે મરી ગયા, તેમને એક કુંવર થયો તે કુંવરનું નામ વિષાળુ, વિષાળુ રાજા બન્યા, દિવાનો અને પ્રધાને વિચારીને આ વિષાળુને રાજગાદી સોપી અને વિષાળુ રાજા બન્યા. વિષાળુ રાજા બચપણમાંથી જ રાજ કરે, રાજાએ બાળયુદ્ધ ચાલુ કર્યુ, શાળામાં છોકરાઓ આવે એમને આવતા અને જતા એક સોટી મારે, રાજા દરવાજામાં બેસી બાળયુદ્ધ ચાલુ કર્યુ, બાળકનાં મા બાપે બાળક દુબળુ પડેલુ જોઇ અને બાળકોને પુછપરછ કરી, પૂછપરછ કરતા બાળકોએ જવાબ આપ્યો આપણા ગામમાં વિષાળુ રાજાએ દરવાજે ખુરશી નાખી અમને જતા અને વરતા એક એક છોટી મારે છે. રાજા અમને ત્રાસ આપે છે, એક કાકા હતા એ છોકરાંઓના ટોળામાં જઇ એક યુક્તિ બતાવી કે છોકરાઓ આ વિષાળુ રાજાને એવો જવાબ આપજો કે રાજન અમારા સાથે શુ યુદ્ધ કરે છે, તને લડવાની ખોદ્ય હોય તો પાંડુરંગ દેશમાં જતા પાંડુ રાજા રાજ કરે છે એને જીવતાને જીવતા ૯૯૯ રાજાઓને હરાવીને જીવતાનો કોટ બનાવેલો છે, આ રાજા તારા સાથે યુદ્ધ કરશે, બાળકોને મારી તમને શુ મળશે ? આટલુ કેતામાં રાજા બોલી ગયો કે અલ્યા છોકરાઓ આ રાજધામ કઇ બાજુ આવ્યુ ? છોકરાઓએ પૂર્વ દિશા બતાવી, રાજા જે હાલતમાં હતુ. એ સૂરતને કારણે એ દિશા તરફ જવા રવાના થયા. જતા જતા રસ્તામાં એક દુતલી માલણ રૂપ જોઇ વિષાળુ રાજા પર મોહિત થઇ, વિષાળુ રાજાને તેમના મહેલમાં તેડી ગઇ રાજાને પૂછપરછ કરતા રાજાએ જવાબ આપ્યો કે 'ઉજજવળ નગરીનો રાજા વિષાળુ છુ', આ માલણે એવો જવાબ આપ્યો કે આ ઓછી ઉંમરે યુદ્ધમાં કઇ હાલ્યા, રાજાએ જવાબ આપ્યો કે ઉ પાડુંવન દેશમાં પાંડુ સાથે યુદ્ધ કરવા જાઉ છુ દુતી બોલી એ રાજાએ તો ૯૯૯ જીવતાનો કોટ ચણાવ્યો તો તમારો તેમાં શું ? રાજા પથારીમાંથી ઉભો થઇ ગયો રાજા થર થર ધ્રુજે છે, કે હુ આજ પાંડુવન રાજાને ઠાર મારીશ. એટલે દુતલી ખખડીને હસી પડી પછી, દુતલી બોલી 'ધીરજ રાખો રાજન, આપ બાળ છો આટલો બધો ક્રોધ કરવો જોઇએ નહિ, દુતલીએ જવાબ આપ્યો કે તમને બે કારામત શીખવાડું છુ પણ એક મહિનો અહી રહેવું પડશે. રાજાએ જવાબ આપ્યો કે હુ સવા બે મહિના અહી રહું. પછી દુતલીએ એક બિલાડીનું બચ્ચુ ને એક સસુન્દરનું બચ્ચુ પાળ્યુ, આ બેને એવી તાલીમ આપી કે એક બાજુ પાંડુવનનુ અને એક બાજુ વિષાળુ રાજા આ પ્રમાણે યુદ્ધ ચાલુ કર્યુ, હવે સસુન્દર બિલાડીને એવી તાલીમ આપી કે આપણો રાજા વિષાળુ હારી જાય તો સસુન્દર તારે પાંડુવનના પગમાં પડવુ, અને બિલાડીને કહયું કે તારે સસુન્દરને પાછળ પડવુ, તમારે બે જણને યુદ્ધ કરવું, પાંડુવન રાજાના પગમાં એટલે રાજા હુય હુય કરવા જાય અને હારી જાય. સવા બે મહીના પૂરા થયા એટલે વિષાળુ રાજા આભૂષણો પહેરી હથિયાર ગ્રહણ કરી અને પાંડુવન દેશમાં ચાલી નીકળ્યા તે વખતે આ દુતલી પેલા બે બચ્ચા ગજવામાં ગાલી આપ્યા, એડીવાળા બૂટ પહેરી અને રાજા પાંડુના દરબારમાં દાખલ થયા એટલે ૯૯૯ રાજાઓનો કોટ ખખડીને

હસી પડયો, 'આ આપણે હજાર પૂરા થયા', એટલે રાજા વિષાળુએ બૂટનો અવાજ કર્યો, પાંડુવન રાજા ગાદી પરથી તફડી પડયો એટલે રાજા પાંડુવન બોલ્યા કે આપ કોણ છો, વિષાળુ રાજા બોલ્યા કે 'હું ઉજ્યળ નગરીનો રાજા વિષાળુ છુ' એટલે પાંડુવન રાજા ખખડીને હસી પડયા,'એકને શોધતો તો ને આજે તુ ચડયો' એટલે વિષાળુ રાજા ક્રોધ કરી બોલ્યા કે હુ તારી સાથે યુદ્ધ કરવા આવ્યો છું, ઓછી ઉંમર પાંડુવન રાજાએ વિષાળુ રાજાની જોઇ એટલે ઉટને કોટે ગધેડા જેવુ થાય એટલે રાજાએ વિચારીને કહયુ કે રાજન આપ સામસામી લખાણ કરી જે હારે તેનુ મસ્તક લેવું. તલવાર તાણી અને દરવાજા વચ્ચે મૂકી દીધી, વિષાળુ રાજા બહાર ઉભા છે અને પાંડુવન રાજા અંદરના ભાગમાં, કોટના દરવાજામાં સામસામી લખાણ આપીને યુદ્ધ ચાલુ કર્યુ, વિષાળુ રાજા ક્રોધમાં બચ્ચા ભૂલી ગયા, પછી દુતલી માલણ યાદ આવી બચ્ચા યાદ આવ્યા એટલે વિષાળુ રાજા પાંડુવન રાજાને કહે છે કે રાજન મારે કાર્યમત કરવાની છે તો તુ મને એક મિનીટ રજા આપ. પાંડુવન રાજા બોલ્યા કે તારા માટે બે મિનીટ રજા છે, વિષાળુ રાજાએ બે બચ્ચા બે દિવણીયે મૂકી દીધા એક દીવણીયે સસુન્દર અને એક દીવણીયે બિલાડીનુ બચ્ચુ. પછી યુદ્ધ ચાલુ થયુ, વિષાળુ રાજા હારવા માંડયા એ વખતે ચચુન્દર પાંડુવન રાજાના પગમાં પડયુ, એની પાછળ બિલાડી પડી, એમનુ યુદ્ધ ચાલુ. એટલે રાજા પાંડુવન બિકના ભયમાં હોય... હોય કરવા ગયા અને યુદ્ધ ભૂલી ગયા, પાંડુવન રાજા હારી ગયા અને વિષાળુ રાજા જીતી ગયા, વિષાળુ રાજાએ જે તલવાર હતી તે દરવાજામાંથી ઉઠાવી લીધી, શરત પ્રમાણે મસ્તક લેવા તૈયાર થયા, પાંડુવન રાજાએ જવાબ આપ્યો કે રાજા વિષાળુ મે તને બે મિનીટની રાહત આપી તુ મારે સાત રાણીઓ છે તો તેમને મળવા રજા આપ એટલે વિષાળુ રાજાએ જવાબ આપ્યો સારુ રાણીઓને મળીને વહેલો આવ. રાજા પાંડુવન ત્યાંથી રવાના થયા, પોતાની રાણીઓને મહેલે જવા તૈયાર થયા છે, રાણીઓના મહેલે પહેલા પહોચ્યા રાણીએ રાજાને આવતા જોઇ અને વિચારમાં પડી ગઇ, આપણા રાજા માથે સાફો નથી, અંગે જામા નથી. પગમાં મોજડી નથી. હાથમાં સરીયો નથી. આજ હાલત નબળી છે. આવુ શું સંકટ આવી ગયુ હશે, રાણીએ રાજાને નમસ્કાર કર્યા અને પૂછવા લાગી કે રાજા આવી હાલતમાં છો ? રાજાએ જવાબ આપ્યો કે ઉજજવળ નગરીનો રાજા મારી સાથે યુદ્ધ કરવા આવ્યો હતો તો મે એને સામસામા લખાણ કરી જે હારે તેનુ માથુ લેવુ લખી અમે યુદ્ધ કર્યુ તો હુ હારી ગયો છુ તો મારુ મસ્તક એ રાજા ઉતારે છે તો હુ આપને મળવા માટે આવ્યો છુ. રાણીએ જવાબ આપ્યો કે રાજા શેરીએ અને પથારીયો મરી જાય તો છઠી ઉતારી આપો ત્યાંથી રાજા વીલા મોંએ પાછા ફર્યા પછી વિચાર્યુ કે છતો માનીતી હતી અને એક અણમાનીતી હતી પણ હવે હુ અણમાનીતીને મળતો જાઉ, રાણીને કુવરીનો જન્મ થયો હતો એટલે સુવાવડમાં હતી, રાજા રાણીને મહેલે ગયા એટલે રાણીએ પુછયુ અણમાનીતીને ઘર પધાર્યા પ્રભુ કેમ આવી નબળી હાલત છે, રાજાએ જવાબ આપ્યો ઉજ્યળ નગરનો વિષાળુ રાજા યુદ્ધ કરવા આવ્યો હતો એટલે એને લખાણ આપી યુદ્ધ ચાલુ કર્યુ એમાં હુ હારી ગયો છુ, મારુ મસ્તક ઉતારી જાય છે પણ રાણીએ જવાબ આપ્યો કે રાજન આપણી તેર દિવસની છોકરીનુ લગ્ન કરી દીએ, માથુ ન ઉતારે, તો પછી ત્યાંથી રાજા ઉતાવળે પગલે યુદ્ધ મેદાને પહોચી ગયો પાંડુવન રાજા ઉઘમણી તરફની બાજુએ ફરી જા. તારુ મારે મસ્તક ઉતારવું છે પછી રાજાએ બે હાથ જોડી વિષાળુ રાજાને વિનંતી કરે છે કે રાજન મારી એક અરજ છે કે મારે તને એક વાત પૂછવાની

છે કે તમે પરણેલા છો કે કુવારા, એટલે રાજા વિષાળુએ જવાબ આપ્યો પરણેલા. કુંવારાની કોઇ ખબર નથી, પાંડુવન રાજા બોલ્યા તમે કુવારા હો તો મારી તેર દિવસની કુવરી છે તેના જોડે લગ્ન કરાવુ, વિષાળુ રાજા બોલ્યા લગ્ન કરાવો છતાંય હુ તમારુ માથુ ઉતારી લઇશ. પાંડુવન રાજાએ જવાબ આપ્યો કે માથુ ન ઉતારવાને બદલે તો હુ મારી છોકરીનુ લગ્ન કરુ છુ, વિષાળુ રાજાએ જવાબ આપ્યો કે બે હાથથી તલવાર મારુ તેને બદલે એક હાથથી માર્યા વગર રહુ નહિ, પછી રાજા પાંડુવન રાણીને મહેલે પહોચી ગયા. આ હકીકત રાણીને કહી સંભળાવી એટલે રાણીએ જવાબ આપ્યો, ‘આપણા ગણા નોકર ચાકરૌ છે, એક એક ગોદળુ મંગાવી ગળામાં ગોદળા લપેટી દીધા. પાંડુવન રાજાએ વિષાળુ રાજાને હુકમ કર્યો જે આપની શરત છે તે પ્રમાણે તલવાર મારી દો, વિષાળુએ મારી તો ગોદળા કાપી ગળામાં એક ઇંચ ઘા કર્યો, પછી યુદ્ધ પૂર્ણ થયુ, પછી વિષાળુ રાજાને પાંડુવન રાજાએ ધામધૂમથી તેર દિવસની કુંવરી જોડે લગ્ન કરાવી દીધા. કન્યાદાનમાં એક ઘોડો આપ્યો અઢળક લક્ષ્મી આપી તેર દિવસની રાણી લઇ વિષાળુ રાજા દેશમાં પાછો ફર્યો રાજા જંગલમાં જાય છે. અને તેર દિવસની રાણી પુષ્કળ રડે છે ધાવવા માટે.

અરે હુ, આરે હુ, આરે છોરી છુ યે કરો અહી વનમાં તારુ નથી મા કે બાપ હુ તને શું કરું.

અરે હું આરે હુ આરે છોરી છુ યે કરો અહી વનમાં તારુ નથી મા કે બાપ હુ તને શું કરુ. અરે હુ આરે હુ આરે છોરી શુ યે કરો અહી વનમાં નથી તાર મા કે બાપ, હુય રે તને શુ કરુ.

વિષાળુ રાજાએ એક દુધાળી શિકારી જતો ભારી, જ્વાન વિષાળુ રાજા આ શિકારીને પાછળ પડી ગયો, ગોડો દોડાવી અને શિકારી જાલી પાડયો તેને તેર દિવસની કુવરીના મો મો સાંસળ આપ્યો એટલે દુધ ધાવીને શાંત થઇ, રાજા, શિકારી, તેર દિવસની રાણી સહિત ઉજજવળ નગરીમાં ગયા. દરવાજે આવ્યા પછી દરવાજે બાંડ દેખ્યુ કે વિષાળુ રાજાને બાર વર્ષનો દેશવટો એટલે વિષાળુ રાજાએ ઘોડો પાછો ફેરવ્યો. અઠીયા ભાઇને ત્યાં આવ્યા. આ ઠાકોર અઠીયાને ત્યા પાંજરુ લાવવા રાજાને મહેલે મોકલ્યો. ગંગારામ અને મેના રાણી સાથેના પોંજરા અઠીયા ઠાકોરના ઘેર લાવ્યા. પછી વિષાળુ રાજાએ આ બધી વસ્તુઓ અઠીયા ઠાકોરના ઘેર લાવ્યા તેર દિવસની રાણી, દુધાળી શેકારી, આ સઘળુ બધુ અઠીયા ઠાકોરને સોપ્યું. હવે હુ બાર વર્ષ દેશવાટો પુરો કરી આવુ એટલે મને આ બધુ સોપી દેજે. વિષાળુ રાજા વનવાસ જાય છે. બાર વરસનો દેશવાટો છે. બે જણાએ નક્કી કર્યુ. જોતજોતામાં કુંવરી ઉમરલાયક બની ગઇ પછી અઠિયા ઠાકોર જોડે ઘરસંસાર ચાલુ થયો, બે જણાએ નક્કી કર્યું આપણે ઝેરનો પ્યાલો ભરીને રાજાને આપશુ એટલે રાજા મરી જશે પછી આપણા બેને કોઇપણ માણસ છુટો નહી પાડી શકશે. આ બધી વાત મેના રાણીએ જાણી લીધી તેવામાં શેકારી અઠીયા ઠાકોરની વાડીમાં પેસી ગઇ, શાકભાજી અને ફૂલ-ઝાડ તોડી નાખ્યા અને ખાઇ ગઇ એટલે અઠીયા ઠાકોરે આ શેકારીને મારી નાખી, આ બધુ મેના રાણીને સહન ન થયુ. મેના રાણી બોલી ઉઠી કે મારા મામા આવશે એટલે મામી આ તમે શેકારી મારી નાખી, તમે અઠીયા ઠાકોર જોડે ઘર બાંધ્યુ અને મારા મામાને ઝેરનો પ્યાલો ભરી પીવડાવીને મારી નાખવાનું નક્કી કર્યુ છે આ વાત મારા મામાને કહીશ. એમ જવાબ મળતા રાણીએ મેના રાણીની ડોક મરડી નાખી, મેના રાણી મરી ગઇ, ગંગારામ પોપટને દુઃખ થયું, પુરુષની જાતિના ગંગારામ ઢળી પડયા. મામી બોલ્યા કેમ ગંગારામ

શુ થયુ છે. ગંગારામ બોલ્યો, 'મને તાવ આવ્યો છે' એટલે મામીએ ગંગારામને બહાર કાઢયા, બાર સૂરજના તડકામાં ઝાલીને ઉભા રહ્યા, સમય વધારે થવાથી ગંગારામ બોલી ઉઠયા કે મામી તમે ઘરકામ કરો અને મને આ દિવાલ ઉપર મુકો, મને ઠંડી ઉડશે એટલે હુ કહીશ કે મામી હવે મને પાંજરામાં મૂકી દો, મામી દરવાજા બાજુ વળતા ગંગારામ ઉડી ગયા, મામી બોલ્યા કે ગંગારામ કેમ ઉડી ગયા ગંગારામ બોલ્યા અરે મામી ઠંડી ઉડાડુ છુ, મામી બોલ્યા ના ના તમે ઉડી જાવો છો એવુ લાગે છે, હુ તમારા મામાને શું જવાબ આપીશ, ગંગારામ બોલ્યા કે 'મારા મામાને ઝેર પાવાનુ છે, મામી મારી મેના રાણી મારી નાખી, શેકારી મારી નાખી તમે અહિયા ઠાકોર સાથે ઘર બાંધ્યું, ગંગારામ બોલ્યા કે 'હવે હું જાવુ છુ પણ અહિયા ઠાકોરનુ કાળજુ તને ના ખવડાવુ તો મારુ નામ ગંગારામ પોપટ નથી', ગંગારામ પોપટ રવાના થઇ ગયા. જંગલમાં જઇ અને શોધવા લાગ્યા, આખા જંગલમાં ભટકી અને મામાને શોધી કાઢયા, અઠીયા ઠાકોરને ઘેર જે વાત બનેલી હતી તે બધી વાત વિષાળુ મામાને ગંગારામ પોપટે કહી સંભળાવી ત્યાંથી વિષાળુ રાજા ઘોડે સવાર થઇ ગયા પછી પોતાના દેશ પાછા આવી ગયા અને ગંગારામ પોપટ પણ તેમની સાથે પાછો આવ્યો. અહિયાં ઠાકોર વિષાળુ રાજાને સામે મળ્યો, વિષાળુ રાજા બોલ્યા અલ્યા તુ કોણ છે અને શુ કરે છે વિષાળુ રાજા વનવાસ ગયા છે તે હવે આવવાની તૈયારી છે એટલે તેમના ઘોડાને માટે ઘાસ વાઉ છુ. અહિયા ઠાકોર હુ વિષાળુ રાજા છુ. તો ચાલો ઘેર, વિષાળુ રાજા અને અઠીયો ઠાકોર અઠીયાને ઘેર આવ્યા, વિષાળુ રાજા ખુરશી પર બિરાજયા અને ગંગારામ લીમડાની ડાળ પર બેસી ગયા, તેર વર્ષની રાણી ઝેરનો પ્યાલો લઇ ને આવી, રાજાને આપ્યો રાણી જવાન જોઇ ભાન ભૂલી ગયા, ઝેરનો પ્યાલો મોઢે મૂકયો એટલે ગંગારામે આવી અને ઝાપટ મારી એટલે પ્યાલો નીચે પડયો અને ઝેર ઢોળાઇ ગયુ પછી વિષાળુ રાજાને યાદ આવી ગયુ કે મને ઝેરનો પ્યાલો આપ્યો હતો. વિષાળુ રાજા, અઠિયો ઠાકોર અને ગંગારામ પોપટ ત્રણે જંગલમાં શિકારે ગયા, જંગલમાં જઇ વિષાળુ રાજાએ બંદૂક વડે અઠિયા ઠાકોરને મારી નાખ્યો તેનુ કાળજુ કાઢી સૂબો કરી શેકી અને ગંગારામ રવાના થયા, અઠિયા ઠાકોરનુ કાળજુ તેર દિવસની રાણીને આપ્યુ, રાણી શિકાર જાણીને કાળજુ ખાઇ ગઇ અને પૂછે છે કે 'અઠિયો ઠાકોર કેટલે આવે છે', ગંગારામ બોલ્યા કે એ પાછળ આવે છે, એટલામાં જ વિષાળુ રાજા અઠિયા ઠાકોરને ઘેર આવ્યા, રાણીને કહ્યું કે ચાલો રાણી આપણા મહેલે જતા રહીએ, રાણીને એક મહેલ સોંપી વિષાળુ રાજાએ રાજ સંભાળી લીધુ. ઉજજવળ નગરીમાં ભવાયા આવ્યા અને ભવાઇ ચાલુ કરી એટલે વિષાળુ રાજાએ એક ભવાયાને બોલાઇ અને કહ્યુ કે 'જા ભવાયા તુ સારી ભવાઇ કરજે એટલે હુ તારા પર પ્રસન્ન થઇશ, હુ કઇશ કે ભવાયા માંગ માંગ માંગે તો હું આપુ એટલે તારે વચન માંગવાનુ, પછી વચનમાં મારી રાણી માંગજે એટલે મારી રાણી આપી દઇશ'. પછી ભવાયે વધારે ખેલ કર્યો, રાજા ખુશ થયા એટલે ભરી સભામાં બોલ્યા, ભવાયા માંગ ભવાયા તને મુઢે માગે તે આપુ, એટલે ભવાયે વચન માંગ્યુ, ભવાયો અને રાજા વચને બંધાયા પછી વિષાળુ રાજાએ જે દાનમાં માંગવાનુ હતુ તે કહી સંભળાવ્યુ કે તારે જે જોઇએ તે માંગી લે, ભવાયો હાથ જોડી અને વિનંતી કરે છે કે 'જે રાજગાદીએ હક મારો નથી મારે તો તમારી વહાલી ચીજ-વસ્તું જોઇએ છે'. વિષાળુ રાજા બોલી ઉઠયા કે એનાથી વહાલી વસ્તુ મારી રાણી છે, તેની જોડે હુ તેર દિવસની પરણી લાવેલો હતો તેની જોડે મારો ઘર સંસાર ચાલ્યો નથી તો હુ આવી અબળાને તને સોપી દઉ ? એટલે ભવાયો ઉઠીને કકળાટ કરે છે, રાજા વચને બંધાયા હોય તો હુ તમારી રાણીને માંગુ છું, રાણી આપો તો ખરુ

નહી તો તમારાં દરદાગીના મારા ખપમાં આવતા નથી, પછી રાજાએ રાણી અર્પણ કરી દીધી. ભવાયા અને રાણી જંગલમાં ચાલી નિકળ્યા રાણીને જંગલમાં અઠિયા ઠાકોરનુ મળદુ મળ્યુ એ વખતે ગંગારામ પોપટ જંગલમાં આવ્યા અને સઘળી વાત કહી સંભળાવી, મામી મે તમને કહ્યુ હતુ કે અઠિયા ઠાકોરનુ કાળજુ તમને નહી ખવાડુ તો મારુ નામ ગંગારામ પોપટ નહી. આ દેખાય તમારો અઠિયો ઠાકોર એમ કહી ગંગારામ પાછા ફર્યા, વિષાળુ રાજાના મહેલે આવ્યા, જંગલમાં રાણીએ ભવાયોને હુકમ કર્યો કે હવે હુ તમને રાજ રાણી મળી છુ તમે લાકડા ભેગા કરો, મળદાની સ્મશાન યાત્રા કરવી પડશે, પડેલા લાકડા ભેગા કરી મળદુ લાકડામાં મેલ્યુ, પછી રાણીએ અગ્નિ સંસ્કાર કર્યો, બરોબર આગ લાગી અને રાણીએ કૂદકો માર્યો, અઠીયા ઠાકોર ભેગી બળી મરી, આ ઠાકોર જોડે સતી બની. ભવાયે વિચાર્યુ કે મને મળી તો રાણી મળી તી તો મારે હવે જીવીને છુ કરવુ છે, કેટલા ઘડી જીવવુ એના કરતા રાણી ભેળું બળી મરવુ સારુ, લાગેલી આગમાં ભવાયો પણ બળી મર્યો.

•



# લાખી ગુણકા

વાર્તા લખનાર - પંચાલ પંકજભાઇ સોમાભાઇ
વાર્તા કહેનાર - પટેલ હીરાભાઇ ભગાભાઇ

એક શેઠ હતા, એમને એક છોકરો એને ખૂબ ભણાવ્યો, તેના લગ્ન વિધિના દાડામાં જે આવે તેને કે મારે થી પેણવુ એના સાથેના છોકરા ભણેલા તેમને બોલાવ્યા, એક નગર શેઠ છોકરીનો વિવાહ લઇ આવ્યો, શેઠ કે કે મારો છોકરો પેણવાનુ ના કે છે, એના હંગાથ છોકરા બોલાવ્યા તેને તલાવ પાસે લઇ ગયા અને લગન કરવાનુ ના કે છે એનુ કારણ શુ, બધા કે કે મારે છોકરો છે, બીજો કે મારે બૈરુ છે ત લગનનુ ચમના કસ, પછી છોકરે સાચે સાચે સાચુ કહયુ કે હુ લગન કરુ પણ જે સાત ખાહડા ખાય તેના જોડે લગન કરુ. બધા શેઠના ઘેર આવ્યા અને છોકરાઓએ કહ્યુ લગ્ન કરુ પણ સાત ખાહડા ખાય તો લગ્ન કરુ, પછી આ શેઠે કહ્યુ કે તમારે વિવાહ કરવો હોય તો તમારી છોકરી સાત ખાહડા ખાય તો વિવાહ કરુ, માલદાર શેઠીયો ના કહીને જતો રહ્યો મારી છોકરી સાત ખાહડા ખાય નહી. નગર શેઠને સામે એક છોકરી રહેતી, દુબરીયા ઓણીયો સાહીઠ વરના ડોસા સાથે આ છોકરીના વિવાહ કરેલા, આ દુબરિયાની છોકરીનો પેલી છોકરીને બહેણપણીની દોસ્તી હતી, દુબરીયા શેઠની છોકરી રડી, પેલી કે તુ ચિન્તા નથી કર તારા ડોસા સાથે નથી પેણવાનુ પેલી પેણવાનુ કે પણ બે વરોનો હુ શુ કરુ, હાર કે કે એની ઓર મારી ઉતારવાની પેલી છોકરી વિવાહ પેલા નગર શેઠના ત્યાં મોકલ્યો, હુ સાત ખાહડા ખાવા તૈયાર છુ વિવાહ મોકલ્યો તમારે છોકરીનુ લગ્ન કરવાનુ પણ બધો સરસામાન લઇને આવવાનો બેયે શેઠે બેય ઠેકાણે લગન્યા લખ્યા, સાઇઠ વરહનું લખ્યું, પેલાનુ લખ્યુ લગન્યા લખી પછી બેય જાનો હાથે આવી, એક પેલે જાપે એક ઓના જાપે પછી પેલો પેણવા આવ્યો ઘરડો શેઠ, પછી છોકરી કહે તમે અહી બેઠા પણ મારા બાપો જેવા દેવાય. પછી છોરીમાંથી ઉઠયો બરયુ તારુ પેણવુ બરથુ માર્યુ, એ ઓર કુંવારો ગયો પછી ચંદુલાલ પેણવા આવ્યા, પેણીને તૈયાર થઇ જાનવાહ ગયા, સાત ખાહડા મારવા દે, પછી એ બોલી અહી મારુ પિયોર. અહી મારુ સાસરુ બધા લોકો હોય લખી રાખો પછી એ જાન ત્રણ દિવસ સાસરીયા રઇ ત્રણ દિવસના ૨૧ ખાહડા થયા પછી ઘેર ગયા, ઘેર જઇને ખાહડા મારવાની તૈયારી કરી પેલી કે એમ તમારે મારા ગામની બેનપણી આવે તમારા ગામની બેનપણી આવે લખી રાખો પછી પાંચમો દાડે તૈયાર થયો આજે એટલા ખાહડા થયા મારવા દે. છોકરી કે તમારા બાપોને જઇને પૂછી આવો કે ટાઢુ ખઉ કે ઉનુ બાપુજીને પુછ્યુ કે ટાઢુ ખઉ કે ઉનુ, બાપુજી કે ટાઢુ ખોય ઉનુ ચીયા દન ખવાય, પછી બાયડીને જઇને કે કે હું તો ઠંડુ ખઉ છુ, ઉનું નથી ખાતો. તમે નવી કમાણી કરીને લાવો ત્યારે ઉનું ખાવાનું, પછી શેઠ પાસે રુપિયા લઇ કમાવા નીકળ્યો, ઓણમાં બધો માલ ભર્યો, પછી દેશાવર ગયો, વાટે લાખી ગુણકાનો બંગલો આવે છે ત્યાં દાડો આથમ્યો, બંગલે જઇ પછી ત્યાં રાતવાહો કર્યો, જઇ કે શેઠ રાતે ઓણમાં સોનાનુ પવાલુ મૂકયું તું તે મારા ઓણમાં તારું સોનાનું પવાલું નથી, પછી પેલે સામા સામી લખાણ લખ્યું પછી ઓણમાં ફેદવા પેઠયા માંહીથી સોનાનુ પવાલુ નીકળ્યું લાખી ગુણકાએ આખી ઓણનો

માલ જપ્ત કર્યો, શેઠને જેલમાં પૂર્યો, એક કુલડીમાં દૂધ હતુ એ કાયમ જેલમાંથી ઉઠી કુલડીમાં જોવે. પછી એક જૂના કેદીને પુછ્યું તુ કાયમ જોજો કરે છે, પછી કે કે આ દુધ ફાટી જાય તો મારુ બૈરુ બીજાને જાય ન કે તોની જાય. એની રાજાની જઇને પુછ્યું આનુ બૈરુ આવુ છે મકાન સતી છે, પછી રાજાએ રાજયમાં ચોર રહેતા એ બધા ચોર બોલાવ્યા, ખરા ચોર દુનિયામાં માઘ પાડે, પછી ચોરોને કાગળ લખી આપ્યા; હુ અહી ધંધો કરુ છુ ઘેર આવવાની નવરાઇ નથી. આ ચાર ચોર શેઠના ઘેર જઇને પેલા છોકરાની વહુને ચીઠી આપી, આ ચિઠી વહુએ વાંચવા માંડી, એણે બુદ્ધિ દોડાવી અમારા શેઠનું લખાણ નથી એમાં કઇ ગરબડ છે, પછી આ ચોરોને કહ્યુ રાતે દશ વાગે આવજો પૈસા આપી તેમને નાસ્તો કરવા મોકલ્યા, ગામમાંથી ચાર સુથાર બોલાવ્યા અને કહ્યું આ પેટી મને છ વાગતા પહેલા તૈયાર કરી આપો ચાર માણસ રહે એવી. પછી બાઇએ પોલીસવાળાને બોલાવ્યા પછી કહ્યુ કે રાતે દશ વાગે મારા ઘરનું બારનુ ખખડાવવું પોલીસવાળાને સિપાઇ કે નગરશેઠને ત્યાં સાંકળ રાતે દશ વાગે ન ખખડાવાય, પછી પેલી કે ખખડાવો તો ધર્મનો ભય નથી, પછી પોલીસવાળા ખખડાવા તૈયાર થા, પછી પેલા ચાર ચોર ઘરમાં આવેલા હતા તે જે લેવા આવ્યા તે દશ વાગે પોલીસવાળાએ સાંકળ ખખડાવી, ચોર ફફડવા માંડયા, પેલી કે મારા સસરા આવે એટલે તમને મારી નાખશે, ચોરોને પેટીમાં પૂર્યા, હરીયો હહડાવ્યો, બારો, પછી કાયે કાચુ બોલો કે મારા શેઠ કયા છે, ચોરે કહ્યુ તમારા શેઠ જેલમાં પડયા છે, તેના સસરાએ કહ્યુ મારે જાત્રાએ જાવુ છુ, ચાર ભંગડા બોલાવી તેના સસરા પેટી લઇ નીકળ્યા, પેટી લઇ ગાડીમાં બેઠયા, વાટમાં જઇ સોનાના વેઢ પહેર્યા, ઓણમાં મિલકત ભરી માલ ભર્યો, આ ઓણ લાખી ગુણકાને ઘેર જઇ દન આથમ્યો. પછી ચોરોને પુછયું લાખા ગુણકાનો બંગલો આ રયો, રાતમાં ઉઠયો, સોનાનુ પવાલુ મુકશે એટલે ચેતતુ રહેવાનુ, શેઠ રાતે વાકો રહ્યા, જાહોજલાલી થઇ, પેલા શેઠ બધા સુઇ ગયા એટલે લાખા ગુણકાએ ઓણમાં ઘાલવા સોનાનુ પવાલુ લીધુ, પછી પેલા શેઠ ઉઠયા સોનાનુ પવાલુ દરિયામાં ફેકી દીધુ, સવાર થયું પેલી કે કે મારુ સોનાનુ પવાલુ માંય નથી, પછી સામસામી લખાણ લખ્યુ કે મારા ઓણમાં તારુ પવાલુ નીકળે તો તારો ગુલામ રહેવુ, લાખી ગુણકા કે તારા ઘરની (બાયડી) થઇને રહુ, ભાંજગડીયા ઓણ ફેદવા તૈયાર કર્યા ઓણ ફેદવા માંડયુ ઓણમાં ના નીકળ્યુ પછી લાખા ગુણકાનો માલ બંગલાનો જપ્ત કર્યો જે મિલકત હતી તે ઓણમાં ભરી, લાખી ગુણકા ભીખારણ થઇ ગઇ પછી ઓણ લઇ આગળ નીકળ્યા, આગળ જઇ ઓણ માલમિલકત વેચવા માંડી, ઓણ ઉપર એક ચોકીદાર મૂકયો પછી બારા જઇ શેરમાં મકાન ગામ વચ્ચે રાખ્યુ, પછી પેલા ચોર ચોરોની પેટી આભલો, ગાભલો, ખાતરીયો, જફરીયો આ પેટી મકાન રાખ્યુ તુ ત્યાં મુકાઇ દેવડાવી. મિયાને ઇદનો દિવસ હતો એટલે બધા મિયા ગામમાં ફરવા નીકળ્યા હતા. એક બંગલા તરફ મિયા ગયો એટલે બાઇ મેળા તર થૂકી એ થુક મિયા ઉપર પડયુ શેનારની મારી ઇદ બગાડી, એના પર ફરિયાદ કરી ફોજદાર આવ્યા બાઇ બોલી આવતા નથી જતા નથી દુ:ખ પડે છે દર્શન આજ કરાવ્યા. ફોજદારે બસો રૂપિયા આપીયા, ફરિયાદ નલખી બાકીના પૈસા રાતે આપીશુ. મીયા કારભારી પાસે ગયા કારભારી આવ્યા મેળે ચઢયા, અહો સાહેબ પધારો, આવતા નથી જતા નથી મારે કૂણ દેખ રેખ રાખે છે, સાહેબ હતા ચારસો રૂપિયા આપ્યા રાતના અગિયાર વાગે આવજો, પેલા મિયાને થયુ મારી ફરિયાદ નીજલી તમી હેડો સાહેબ, કારભારી આવ્યા મેળે ચઢયા, સાહેબ પધારો બીડી, સીગારેટની સગવડ કરી લો મારી પાસે સાતસો રૂપિયા પડયા છે રાતના બાર વાગે આવજો અમારો ધંધો કઇ રીતે ચાલે પછી પેલો મીયા

દરબાર પાસે ગયો દરબાર પોતે તૈયાર થઇ ત્યાં આવ્યા, ઓહો બાવજી નોકર નથી ને આજે તમે આવ્યા, બાપજી મીયાએ ફરિયાદ કરી એટલે આવ્યો, રાજાએ પૂછ્યુ તમારે શેની અગવડ છે મોટામાં મોટા નોકરીની અગવડ છે. દુબરામાં દુબરા નોકર મોકલી આપો, રાજાને એક વાગે કહ્યુ, પધારજો. ચંદુભાઇ નોકર મોકલી આપ્યો એ નોકરને સવારે બોલાવ્યો એનુ વતુ કરાવ્યુ જેલના કપડા ઉતરાવી નખાવ્યા પછી કપડા અને બાલ પેટીમાં બાંધી દીધા શેઠના છોકરાને કહ્યુ તુ જયાંથી આવ્યો હોય ત્યાંથી તુ તારા દેશમાં જતો રહે, ઓણ દરિયાને કિનારે હતુ તે ઓણમાં બેઠો, ઓણ લઇ પોતાના ઘેર આવ્યો, ફોજદાર દશ વાગે આવ્યા, પછી એટલામાં દિવાન આવ્યો, અને ફોજદાર કે મને સંતાડો બાપજી મારા બૈરા છોકરા રખડે, પછી કે કે તમારા શરીરના કપડા ફાડી નાખો, પછી સવામણ તેલ પુરી ઉપર કોડીયુ મુકયુ, એટલામાં કારભારી આવ્યા, કારભારી દિવાન આવ્યા, પેલા કે આ કૂણ, મન સંતાડ ન ક મારી નાખશે, પછી કપડા ઉતારી ચૂનો સોપડો, કૂડામાં હતો તે ચૂનો સોપડયો એટલામાં પેલા રાજા ફટાક કરતી સાંકળ ખખડાવી, પેલા કી આ કૂણ આવ્યો, મને સંતાડ ન કે બૈરા છોકરા રખડશે. એને કહ્યુ કપડા ફાડી ડોસીના કપડા પહેર્યા અને પછી એમને કપડા પહેરાવી ઘંટી બેસાડયા, રાજા આવ્યા બીડી, સિગારેટ, તાજ અમલ ઘોળ્યા નસામાં રાજાને ઘનઘોર કરી નાખ્યા, પછી રાજાના કપડા ઉતાર્યા રાજાને નવરત કરી દીધો, રાજા ડોલવા માંડયો અને મકાન માલિકને ચાવી આપી ચાલવા માંડી, સવાર થયા રાજાનો નશા ઉતર્યો પછી મેળાના ઉપર બારી હતી નજર કરી પેલા ચોર પેટીમાં હતા એ બોલ્યા અમને હુ કામં મારી નાખો અહીને અહી મરી ગયા, પેલા ત્રણ દિવાન ફોજદાર કારભારી ચારેય મકાનમાં ભેગા થયા, મકાન માલીકને કહ્યુ કપડા લાવ રાત્રે કોણ આવ્યો તો ચાલ્યો ગયો રાતમાં કૂણ હતો, એ શુ જાણુ ચાવી આપી ચાલ્યો ગયો. રાજા ઓણીયો બધુ કમાઇ લઇ ઘેર ગયા હુ કેટલી મિલકત કમાઇ લાવ્યો તુ કઇ ગઇ તી, રખડવા. ઘેર જઇ પેલા શેઠને જેલના કપડા અને માથાના બાલ આપ્યા, તમે કમાવ્યા કે હુ કમાઇ, એ વખતે શેઠ બોલ્યા સાત ખાહડા મને માર પણ કોઇને વાત કહેતી નઇ, પછી સાત ખાહડા મને માર હુ ભૂલ્યો.

•



# રાજા અને રાણી

વાર્તા કહેનાર : ડામોર ખાતુભાઇ મુ. વાઘેલા
લખનાર : પંચાલ પંકજભાઇ સોમાભાઇ

એક રાજા અને રાણી બન્ને રાતના સમયે વાતો કરતા હતા તે વખતે મહેલ ઉપર થઇને એક હંસ નીકળ્યો એટલે રાજા બોલ્યા રાણી આ શુ જાય છે. રાણીએ જવાબ આપ્યો આ તો હંસ જાય છે. રાજાએ ના પાડી કે આ હંસ નથી મોર છે, રાણીએ કીધુ કે હંસ છે, રાણીને રાજાને હા ના નો ઝગડો થયો, એ વખતે રાજાએ શરત બાંધી કે મોર નીકળ્યો હોય તો રાણી તમારે બાર વરસ વનવાસ રહેવુ પડશે અને હંસ નીકળ્યો હોય તો રાજાને બાર વરસ વનમાં જવુ પડશે. સવારે ઉઠીને રાજાએ રાજસભા ભરી, કારભારીઓ સભામાં આવીને બેઠા અને રાજા રાણીની ચર્ચા વિચારણા સાંભળે છે પછી રાજા બોલ્યા કે ભાઇઓ આપણા રાજમહેલ ઉપર થઇને શુ નીકળ્યુ હતુ, રાજાના પૂછતા રાણીએ એકાંતમો કારભારીઓને બોલાવી અને વાત જાહેર કરેલી હતી કે કારભારીઓ ખરેખર હંસ નીકળ્યો છે પણ રાજાને વનમાં જવુ પડે તે માટે આપ સૌ મોર નીકળ્યો તેવી જાહેરાત કરશો, રાજાએ શુ નીકળ્યો કે તા પહેલા તો ચારે બાજુએથી અવાજ સંભળાવ્યો કે 'મોર નીકળ્યો મોર નીકળ્યો' એટલે રાજાએ રાણીને દેશવટો જવાનો હુકમ કર્યો એટલે રાણીએ વનવાસી કપડા ગ્રહણ કર્યા અને વનમા જવા રવાના થયા, વનમાં જઇ એક ઝુપડી બાંધી અને રાણી રહેવા લાગ્યા, આ રાણીને પેટે ગર્ભ હતો, નવ માસ પૂરા થયા એટલે કુવરનુ જન્મ થયો, આ વાતને રાજા જાણતા ન હતા આ કુવરનુ નામ ચંદ્રસિંહ રાખવામાં આવ્યુ. હવે આ કુંવર દાડે દાડે મોટો થવા લાગ્યો નોકરી કરે એવો થયો એટલે એની માતાએ એમના પોતાના રાજમાં મોકલ્યો અને કુવરને કહેવામાં આવ્યુ કે ગમે તે નોકરી મળે તેવો પ્રયત્ન કરવો રાજા રાજગાદી પર બેઠા છે અને ચંદ્રસિહ આવી નમસ્કાર કરે છે એટલે રાજન ચંદ્રસિહને પૂછપરછ કરે છે કે આપ કોણ છો તમારુ શુ નામ છે અને અહીયા કેમ આવવુ પડયુ છે. ચંદ્રસિંહે જવાબ આપ્યો મારુ નામ ચંદ્રસિંહ છે હુ આપની પાસે નોકરી ધંદા માટે આવ્યો છુ, સારુ તમારે નોકરી કરવી હોય તો ગામના દરવાજે એક રાક્ષસ આવે છે આ રાતનો પેરો તમારે છે. ચંદ્રસિહ હથિયાર ગ્રહણ કરી અને દરવાજે હાજર થયા, પોતાની નોકરી ચાલુ કરી એટલામાં એક રાક્ષસ આવ્યો ચંદ્રસિહે તેને તલવારનો ઘા કર્યો, એક ફાડ નીચે પડી ગઇ અને એક ફાડ આકાશમાં ઉડી ગઇ, ફાડ સોનાની હતી. એક ફાડ જમા કરી એટલે રાજા બોલ્યા 'ચંદ્રસિહ આ ફાડ મળી તો આટલુ આપણાંને મળ્યુ છે અને બીજી ફાડ આપ લાવો તો તમોને હુ અડધુ રાજપાટ આપી દઉ', રાજા અને ચંદ્રસિહ સામસામુ લખાણ કર્યુ છે કે ફાડ મળતા અડધુ રાજ અને અડધુ પાટ ચંદ્રસિહને આપવામાં આવશે, અહીથી ચંદ્રસિહ માતાની રજા લઇને ફાડની શોધમાં નીકળી પડયા. હવે ચાલતા ચાલતા દરિયા કિનારે આવી ગયા તહી એક ઝાડ હતુ એક પંખી વિયાયેલુ હતુ તેના બચ્ચા ચાર હતા તે ચાર બચ્ચાને ઘરવા માટે નાગ ઝાડને ટોચે ચડયો હતો તે વખતે ચંદ્રસિહ અહી આવી ચડયા, ચંદ્રસિહે તલવારનો ઘા કરી નાગ મારી નાખ્યો તેથી બચ્ચા બચી ગયા, આ બચ્ચા ચંદ્રસિહને મામા મામા કરી

ખોળામાં રમતા થઇ ગયા કોઇ માથે બેસે તો કોઇ ખભે બેસે એટલી વારમાં તેમની માતા ઘરે આવી ગયા, બચ્ચા બધા તેમની ભાષામાં માતાને લડે છે મોડી આવી હોત તો આ નાગ હમને ખાઇ ગયો હોત સારુ થયુ તે મામો આવી ગયા અને અમને બચાવ્યા. હવે બહેન ભાઇને પૂછે છે કે ભાઇ આપને શુ કામ છે', ભાઇ ચંદ્રસિહે જવાબ આપ્યો કે મારે કઇ જરૂર નથી એક રાક્ષસની ફાડ ઉડી ગઇ છે તેને શોધતા શોધતા અહીયા આવી ચડયો છુ, એટલી વારમાં એક બચ્ચે કહ્યુ કે મામા ફાડની શોધમાં તો હુ જાઉ છુ, આ પંખીનુ બચ્ચુ ઊડી ગયુ આકાશ માર્ગે રવાના થયુ, બે ચાર કલાક બાદ આ બચ્ચુ પાછુ આવ્યુ, બચ્ચે જવાબ આપ્યો મામા તમારી ફાડને હુ જોઇને આવ્યો છુ પણ એ પાંટ ગઉ ઊંચી છે, એટલીવારમાં બીજુ બચ્ચુ ત્રણ કલાક બાદ આવ્યુ એ કહે કે મામા એક ઘોડો ત્રણ પગે ઉભો છે કહે છે, કે ચંદ્રસિહ કયારે આવે અને મારા પર સવાર થાય કે હુ ચાર પગે થાય, આવો પોકાર કરે છે, ત્રીજુ બચ્ચુ બોલ્યુ કે હુ પણ તમારી ખબર લાવુ, ત્રીજુ પંખી ઉડીને રવાના થયુ એ બે કલાકમાં પાછુ ફર્યુ. મામા એક ડોશીમા તમારી રાહ જુએ છે, 'કે મારો ચંદ્રસિહ કયારે આવશે આવા પોકાર કરે છે. પછી ચંદ્રસિહે વિચારી નાખ્યુ કે આ બચ્ચા સિવાય મારો કોઇ ઇલાજ નથી હવે પેલુ ફાડવાળુ બચ્ચુ બીજુ બચ્ચુ ત્રીજુ ચોથુ સાથે લીધુ, બેનને કહ્યુ કે આ તમારા બાળકો છાજાના છાશ તમને મળશે, હુ તમને આપીને ઘેર જઇશ, હવે ચંદ્રસિહ આ ઘોડા પાસે જાય છે. ઘોડા પર બેસી અને એક ચાબુક માર્યો ચાર પગે ઘોડો થઇ ગયો, ચંદ્રસિહને આશીર્વાદ મળ્યા ચંદ્રસિહ કુવારી કન્યાને ઘરે ગયા પછી ધામધૂમથી લગ્ન કર્યો, કન્યા અને ઘોડો લઇને પેલી ફાડ તરફ ચાલ્યા તો ફાડ ધીમે ધીમે આવી ગઇ હતી, ફાડ ઘોડો અને કન્યા આ ત્રણ વસ્તુ લઇને ચંદ્રસિહ પોતાની ઝુપડી આવ્યા, તેમને માતાજીએ આગ્રહ કરી અને દિકરાને વધાવી લીધા, આ બચ્ચાને લઇને ચંદ્રસિહ પંખીને ત્યાં પહોચી ગયા અને બહેનને ભાણેજો સોપી સવાર થઇ નાહી પરવારી પ્રભુનુ નામ લઇ અને ચંદ્રસિહ રાજસભામાં દાખલ થયા, રાજાએ આવતો જોઇ ચંદ્રસિહને નમસ્કાર કર્યા રાજાએ ચંદ્રસિહને જવાબ આપ્યો આપણે પેલા રાક્ષસની ફાડ કયાં છે, એટલે ચંદ્રસિહે કહયુ કે 'રાજન ફાડ તો મારી ઝુપડીએ છે કારભારીઓને મોકલો આ ફાડ આપણા રાજ મહેલમા આવી જાય.' કારભારીઓ આ ફાડને લાવ્યા એટલે પહેલીના જેટલો માલ બીજી ફાડમા નીકળ્યો, રાજાને અને ચંદ્રસિહને જે શરત હતી તે પ્રમાણે અડધુ રાજ અને અડધુ પાટ ચંદ્રસિહને મળી ગયુ, હવે ચંદ્રસિહ અડધુ રાજ કરે છે અને રાજા અડધુ કરે છે, એમ કરતા કરતા દિવસો વીતી ગયા ચંદ્રસિંહની માતાને વનવાસ પૂરો થયો એટલે માતાએ ચંદ્રસિહને કહ્યુ કે ભાઇ તમને રાજપાટ આપ્યુ કે તે રાજાને આપણે ઘરે મહેમાન તરીકે બોલાવી લાવવાના છે, રાજાને ચંદ્રસિહ રજવાડો કા કેતામાં હોબાળો થાય, ઘોડે સવાર થઇ ચંદ્રસિહની ઝૂપડીએ મહેમાન તરીકે આવે છે ચંદ્રસિહની મા રાજાને જોઇ અવળુ મોઢુ કરી ઊભા રહે છે એટલે રાજાના ખોળામાં ચંદ્રસિહની માતાએ લખેલા કાગદો નાખી આપ્યા, ચંદ્રસિહ ગુસ્સે ભરાયા, 'માતાજી મહેમાનને આવા નમસ્કાર છે,' પણ માતા બોલ્યા નહી થોડીવાર પછી રાજાએ જવાબ આપ્યો કે ચંદ્રસિહ મે તમારી માતાને ઘણું દુ:ખ આપ્યુ છે ચંદ્રસિહ તમે તો આપણા કુવર છો, હવે વનવાસ પૂરો થયો છે રાજા અને રાણી અને તેમનો લાલ ચંદ્રસિહ વાજતે ગાજતે રાજમહેલમાં આવ્યા, ચંદ્રસિહને રાજભિષેક કરી ચંદ્રસિહ રાજ ચલાવે છે અને આનંદમાં દિવસ વિતાવે છે તેમની કન્યા માતા અને ઘોડો તે કુદરતી મળી આવેલી બક્ષિસ હતી.

•

# આંરમાન વ્યક્તિનું અસ્તિત્વ

શૈલેષ પટેલ
બારિયા બાબુભાઇ

એક હતો રાજા તેમને સાત રાણીયો હતી. તેમાંથી છ રાણીઓ માનીતી અને એક રાણી અખામણી આટલી રાણીઓ હોવા છતાં રાજા વાંજીયા હતા. એત દીવસ નો સુંમાર થયો અને રાજા દેશવટે જવા નીકળ્યા વાંજીયા મેણું ભાગવા માટે તેઓ પોતાનું રાજ છોડી ચાલતાં ચાલતાં તેમને રસ્તામાં એક બ્રાહ્મણ મળ્યો તે કે આંહો રાજાજી તમે ચાં ઉપડયાં તાણી પેલા રાજા કે મહારાજ મારે સાત સાત રાણીએ પુત્ર નથી માટે હુ મારુ ઓજીયા મેણુ ભાગવા દેશવટો નીકળ્યો છુ પછી પેલા બ્રાહ્મણે તેને મહારાજ ને એક બુંધો (લાકડાનો ડંડા) આપ્યો કે લે આ બુંધો પેલા આંબા ઉપર જઇને એકજ બુંધો મારજે. બીજો મારીશ નહી એમ કરીને મોકલ્યો. પછી પેલા રાજા બુંધો લઇને ચાલ્યો જઇને એક બુંધો માર્યો તો સાત કેરી પડી પછી પેલા બ્રાહ્મણે કહ્યુ જા હવે તારી સાત રાણીઓને આ એક એક કેરી આપજે. પછી પેલા કેરી લઇને પાછો એના ઘરે ગયો અને પેલી છ રાણીઓ બેઠેલી ત્યાં જઇને આ બધી વાત કરી કે તમે એક એક કેરી ખાઇ જજો. પછી પેલી રાણીએ વિર્ચાયુ કે આપણે પેલી અણમાનીતી રાણીને આ કેરી આપવી નથી. એને આ વસ્તુ આપણે આપીશુ તો તેને પણ છોકરો થશે માટે એને આપવી નથી એમ કરીને છ એ છ રાણીઓ સાત કેરી ખાઇ ગઇ. અને તેના છાતરા અને ગટલા બાર ફેંકી દિધા ત્યારે પેલી અણમાનીતી રાણીએ વિચાર્યુ કે રાજા બાર ગયેલા તે કઇ સારુ વસ્તુ લાવ્યા હશે તે હુ મારી દાસીને લેવા મોકલુ એમ કરીને રાણીએ દાસીને મોકલીને કહ્યુ કે જા બેન રાજમાં રાજા જે વસ્તુ લાવ્યા હોય તેમા મારા ભાગનું લઇ આવ..પછી પેલી દાસી જી તાણી! રાણીઓ બધી ભેગી થઇને બેઠેલી પછી ત્યા જઇને અણમાનીતી રાણીની દાસીની રાણીએ આવીને આ રાણીઓને પુછ્યું રાજા જે વસ્તુ લાવ્યા હતા તેમા મારી રાણી સાયબાની ભાગની વસ્તુ લાવો તાણે. પેલી છ રાણીઓ કે રાજા તો કસુંય લાવ્યા નથી. એટલુ કહેતા ની સાથે પેલી દાસી તરત જ પાછી વળી ગઇ અને નીચે ઉતરતા તો ગટલા ને છાંતરા દેખાયાં તે દાસી છાંતરાને ગોટલા પોતાના સાડલાના ખોરામાં ભરીને લઇ ગઇ અને રાણીને કહયુ કે રાજા સાહેબ તો કસુંય લાવ્યા ન હતા પણ આ તો રાણીઓના મહેલ નીચે આ વસ્તુ હતુ તે ઉઠાવી લાવી છુ. એમ કહીને આ વસ્તુઓ રાણીને આપી પછી પેલી અણમાનીતી રાણી છાતરાંને ઉકાળી રાબ બનાવી પી ગયાં. જ્યારે પેલા ગટલા હતા તે તેમની ઘોડીને રાબ બનાવીને પીવડાવી દીધા. આ વાત ને ધીમે ધીમે સાતે રાણીઓને ગર્ભ રહ્યો. એમ કરતા કરતા નવમહીનાપુરા પછી છ રાણીઓને વારાફરતી એક એક પુત્રનો જન્મ થયો, પરંતુ તે છયે પુત્ર કોઇ લુંલો, લંગડો, તો કોઇ બેરો, બોબળો તો કોઇ આંધળો. આમં પુત્રને જન્મ આપ્યો. જ્યારે અણમાનીતી રાણીને ત્યાંથી રાજાને પાસે વાત આવી કે, રાણીને ત્યાં છોકરાનો જન્મ થવાનો છે. માટે ત્યા છયે રાણીઓ આવે અને આ છએ રાણીઓ અણમાનીતી રાણીને ત્યા પણ આવે છે. ત્યારે અણમાનીતી રાણીને એક પુત્રનો જન્મ થયો તે પેલી છએ રાણીએ જોયુ કે આ કુંવર તો આપણા છ કુંવર કરતા પણ સારો છે. તે રાજા જાણસે અને મોટો કરશે આને

આપણા કુંવરોને ગાદી ની મળે, તો આપણે આ કુંવરને મારી નાંખીએ, આની જાણ અણમાનીતી રાણીને તો નથી જ પડવાની, અને આ રાણીતો બેભાનમાં સે તો પથરો લાવો અને એને કોકે તારતો પથરો જન્મયો છે. પછી આ છએ રાણીએ પથરો લાવીને મુકયો. આ બધુ કરવામાં જ રાણીને ભાન આવ્યુ ત્યારે છએ રાણીએ અણમાનીતી રાણીને કહ્યુ કે તારે તો પથરો જન્મેલ છે. ત્યારે પેલી અણમાનીતી રાણીએ કહ્યુ કે સારુ મારે લુગડા ધોવા તો કામ આવશે ને. પછી પેલી છએ રાણીઓ જતી રીયો. ત્યાં પેલી છએ રાણીએ જ્યા પેલુ બાળક સંતાડેલુ એ પણ સાથે લઇ ગઇ ત્યારે પેલી છ રાણીઓમાંથી એક રાણી એ કહ્યુ કે આ પુત્ર ને આપણે શું કરશુ ત્યારે એક રાણીએ કહ્યુ કે આને ઉકેડામાં દાબી દઇએ એટલે એ બાળક મરી જશે. એટલે આ બાળકને ઉકેડામાં દાબી દે છે. ત્યા એક કુકડી ફરતી ફરતી તેના બચ્ચા સાથે ઉકેડામાં સણ ચરવા આવે છે. હવે કુકડી તેને ફેદીફેદીને અને તેના બચ્ચાને ખોરાક પુરુ પાડતી ત્યા આ બાળક નીકળ્યુ એટલે કુકડી, ત્યાંથી નીકળી ગઇ. અને ત્યા એક કુતરી આવી કે શુ હશે. એમ કરીને તાણી જોયુ તો ત્યા છોકરુ પડેલુ જોયું કુતરીએ વિચાર કર્યો કે આ કળયુગમાં માણસો કેવા કેવા ખેલ કરે છે. પોતાના બાળકને ત્યજી દિધુ એની મા કેટલો વીચાર કરતી હશે. એટલે કુતરાએ તે બાળકને પોતાના મોઢામાં નાંખી તેના બચ્ચા જ્યાં હતા ત્યા લઇ ગઇ અને તેના બચ્ચા સાથે ધવરાવવા માંડયુ અને એક દિવસનો સુંમાર થયો કે પેલી છઓ રાણીઓ ફરવા નીકળી ફરતા ફરતા પેલી કુતરીના બચ્ચા ભેગુ પેલું છોકરુ જોયુ ઓ હો... સહીયરો આ તો જુઓ પેલી અણમાનીતી રાણીનું બાળક તો મર્યુ નથી. આપણે તો ત્યા ઉકરડામાં ખાડો પડયો ત્યારના ખોળીખોળીને થાકયા. આજે મળ્યુ છે તો આને આપણે મારી નાખીએ આ છોકરાને લેવા માટે આ રાણીયો જાય છે. પરંતુ જ્યા પેલી કુતરી હતી તે કુતરી કરડવા દોડી! બધી જ રાણીઓ ઉભી પુછડીએ નાઠીઓ ઓ બાપ રે! ઓ બાપ રે. બચાવો...બચાવો... એક હાથે બધી રાણીઓ નાઠીઓ. એક



ઝાડ નીચે રોકાઇ વિચાર કર્યો કે હવે તો આ કુતરી નહી મારવા દે. ત્યા એક રાણી બોલી હવે રાજાસાહેબ ને આવવા દે પછી એ કુતરી ની વાત. એમ કરી ને રાણીએ વિચાર કર્યો કે આજે રાજમાં અંધારુ રાખો એમ કરી. દરેક મહેલની દીવાબત્તી બંધ કરી દીધી ત્યાં થોડોક જ સમય થયો હશે ને રાજા સાહેબ કચેરી બરખાસી કરી આવ્યા અને પોતાના રાજ્યમાં અંધારપટ જોયો. એટલે મનમાં રાજાએ વિચાર કર્યો કે રાજમાં કઇક અજુગતુ બન્યું. એટલામાં રાજમહેલમાં આવી રાજા રાણીઓને કહે કે હે રાણીઓ આજે રાજમાં અંધારુ કેમ છે. તારી પેલી રાણીઓ બોલી, ઓ હો રાજા આજે તો અમે બજારમાં ફરવા ગઇ હતી અને આ કાડ઼ડી કુતરી અમને બજારમાં દોડાવી દોડાવીને હેરાન કરી નાખી છે માટે અમારાથી હાલી-ચાલી શકાય તેમ નથી એટલે અંધારુ અંધારુ કરી મુક્યુ છે અને આ કાડ઼ડી કુતરીને મારો તો તમારે ને હમારે નરવાસ નહી તો વનવાસ એમ કહ્યુ એટલે રાજાસાહેબ ગુસ્સે થયા અને સિપાહીઓ ને બુમ પાડે છે અલ્યા ઓ સિપાહીઓ ચાલો બંદુકો ભરો એ કાડ઼ડી કુતરી જ્યા હોય તેને આજે ને આજે મારી નાંખો એ કાડ઼ડી કુતરી મરેલી કે જીવતી મારી સમક્ષ હાજર કરો. સિપાહીઓ બંદુકો લઇ તૈયાર થઇ ગયા ને મારો...કાપો...મારો...કાપો...એમ બોલતા પેલી કાડ઼ડી કુતરીને શોધવા નીકળી ગયા. ત્યાં પેલી કાડ઼ડી કુતરીને ખબર પડી કે આજે રાજાના સિપાહીઓ મને મારવા આવે છે તો આ છોકરાનું હું શુ કરુ કાડ઼ડી કુતરીએ ક્ષણીક વીચાર કરી એ બાળકને લઇ ગામને જાંપે જ્યા ગાયોનો જોખ હતો ત્યાં પેલુ છોકરુ મુક્યુ મુકીને ત્યાંથી કોઇ દેખે ના એમ બહાર બીજો માર્ગ અપનાવ્યો. આ બીજા જ માર્ગમાં રાજાના સિપાહીઓ એ ગોળી મારી દીધી. ત્યાં કાડ઼ડી કુતરીના રામ રમી ગયા. બીજી બાજુ પેલુ છોકરુ ગાયોના જોખમાં પડયુ-પડયુ રોતુ તુ એવામાં ગાયો સારો સરીને આયી એમાં એક ટોડણ ગાય હતી એ બધાથી આગળ હતી એ ગાયએ પેલા છોકરાને જોયુ પછી એ ગાય પેલા બાળકને નુકશાન ના થાય એમ એના ઉપર ઉભી રહી ગઇ ત્યાર બાદ બધી ગાયો જોખ(ગમાણ)માં ભરાઇ ગયા પસી પેલી ટાંડણ ગાય પેલા છોકરાને મોઢે મોઢે ગબડાવી ને જોખમાં લઇજી અને ધવરાવ્યુ. એમ ગણા દિવસ ચાલ્યુ એમ કરતા કરતા એક દિવસનો શ્રુંગાર આવ્યો. અને પેલી છએ રાણીઓ હરતી ફરતી ગાયોના જોખ બાજુ જીઓ. પણ ત્યાં પેલુ છોકરુ જોયુ, અને કહેવા લાગી કે પેલુ છોકરૂ તો આ જોખમાં છે અને આ ટાંડણ ગાય ધવરાવે છે એને આપણે લઇ લો અને મારી નાંખો એમ કરીને છોકરાને લેવા જીયો કે પછી ટાંડણગાય મારવા દોડી એટલે ત્યાંથી બધી રાણીઓ નાઠીઓ અને પછી ઘેર આવીને ફરી રાજમાં અંધારુ કરીને બેઠેલી એટલામાં રાજા કચેરીમાંથી ઘેર આયા, અને રાજમાં અંધારુ ભાર્યુ એટલે રાજાએ પુછ્યુ કે રાણીઓ રાજમાં અંધારુ કેમ છે. તાણી રાણીઓ બોલી અરે રાજા સાહેબ શુ વાત કરો છો આજે તો આપણી ગાયોને જોવા માટે ગઇઓ હતી ત્યા પેલી ટોડણ ગાય અમને મારવા દોડી અને અમને હેરાન હેરાન કરી નાંખીયો માટે જો એમ ટોડણ ગાયને મારો તો તમારો અમારી સાથે ગરવા નહી તો વનવા એમ કીધુ એટલે રાજાને ગુસ્સો ચડયો અને રાજાએ તરત સિપાહીઓને બોલાવ્યા કે ચાલો આપણા જોખમાં ટોડણ ગાય છે તેને આજને આજ મારી નાંખીએ પછી એ સિપાહીઓ ભરી બંદુકો લઇને ટાંડણગાયને મારવા ઉપડયા એટલે ટોંડણ ગાયને ખબર પડી કે આજે રાજા મને મારવા આવે છે એટલે પેલી ટોંડણ ગાય હતી તે પેલા બાળકને ગોડાની ગોદવારમાં મુકી આવી. મુકીને પાછળના ભાગે થઇ સીધી ગાયોના જોખમાં આવી. ઉતરી કે તરત જ રાજાના સિપાહીઓએ આ ટોંડણ ગાયને ભડાકે દિધી. ગાય તરફડીને મરી ગઇ. આ બાજુ પેલુ છોકરુ ગોતળી, ગોડવારમાં એક લીલુંડી ગોડી હતી એક પેલા છોકરાને ધવરાવવા માંડયો. આમ કરતાં કરતાં ફરી ગણા દિવસો થઇ ગયા અને એક દિવસનો સુમાર થયો ને રાણીઓ ફરતી ફરતી પેલી ઘોડાની ગોડામની બાજુમાં થઇ ફરવા નીકળીઓ હશે. તો

એક રાણીની નજર આ ગાડોરમાં પેલા છોકરા ઉપર પડી ત્યારે પેલી રાણીઓને કે કે અરે ઓ સહીયરો જોવો તો ખરી આ પેલું બાળક તો અહીંયા મોટુ થાય છે ત્યારે બધી રાણીઓ કે કે આ છોકરૂં તો ત્રણ જગ્યાથી બચી ગયુ છે. આજે તો આને મારી નાખે. એટલે બધી રાણીઓ આ છોકરાને લેવા જાય છે કે તરતજ પેલી લીલુંડી ગોડી હણહણાટી કરીને કરડવા દોડી એટલે પેલી રાણીઓ ત્યાંથી જીવ લઇને નાઠી એટલે છોકરો બચી ગયો. બીજી બાજું રાણીઓએ નગરમાં દીવાબત્તી નહી કરવા દેવો એવો નિર્ણય લઇ સમગ્ર રાજયમાં ફરીથી અંધાર પટ છવાઇ ગયો. બીજી બાજુ રાજા કચેરી બરખાસ્ત કરી રાણીવાસમાં આવીને જુએ છે તો ફરીથી અંધારું થઇ ગયેલ જોયું ત્યારે રાજાએ રાણીને કહ્યું કે અરે ! ઓ રાણીઓ આજે પાછું કેમ રાજમાં અંધારું. પછી રાણીઓએ રાજા સાહેબને કહ્યું અરે રાજા સાહેબ હું શું વાત કરું આજે વરી આપણા ગોડારની ધોડાયહમાં થઇને અમે જતી હતી ત્યારે આપણી લીલીડું ઘોડી અમને દોડી દોડીને મારતી હતી. એટલે અમારાથી તો આજે હલાતું ચલાતું નથી. માટે તમે લીલુંડી ગોડીને મારો તો અમારે ને તમારે ગરવા નહી તો વનવા એમ કીધું એટલે રાજા ગુસ્સે થઇને ફરી સીપાહીઓને બોલાવીને ભરી બંદુકે પેલી ઘોડીને મારવા ઉપડયા એટલીવારમાં પેલી લીલુંડી ઘોડીને ખબર પડી કે આજે મારું મોત છે. માટે લાવ આ છોકરાને અહીથી કાડી મુકું એમ કરીને ઘોડી પેલા છોકરા પાસે ગઇ અને કહ્યું કે બેટા આજે તો મારું મોત છે. અને તારુ પણ મોત છે. માટે તને અહીથી તું આ મારો કોળીયોરેવેન વગેરે શી તારો ભાઇ છે એમ કરીને પેલા બસેરા ને બોલાવ્યો કે બેટા કાળીયા રેવેન આ તારો ભાઇ છે અને તમે બે ભાઇઓ અમણાંને અમણાં અહીથી તૈયારીમાં નાહી જાં નહી તો તમારું અને મારું મોત છે. અને કાળીયા રેવન ને કીદુ કે બેટા આ કુંવર કોઇ તેજસડી કુળનો હોય એવું લાગે છે. માટે આનું નામ આજથી હું ફુલડો કુંવર રાખુ છું અને તારું નામ કાળીયો રેવન આ તમારા બન્ને ભાઇની જોડી અમર રેજો અને તમે હવે અહીયાથી જલદી નાશી છુટો પછી પેલા ફુલડા કુંવર ને કાળીયારેવન ઉપર પલાણ માંડીને તેને લગામ પેરાવી ને ઉપર બેઠો અને કાળીયા રેવન ને પાંચ ડગલાં પાછો લઇ તરતજ લગામ ખેચી એટલે કાળીયો રેવન આકાશ મારગે ઉડયો અને હગ... હગ... હગ... કરતો હો જાય. એવામાં સીપાહીઓ આવી જયાં ને પેલી ઘોડીને તો મારી નાખી હવે પેલો કાળીયો રેવન આકાશ માર્ગ જાય છે. આગળ જતાં જતાં એક ટંચ્યો દેશ આવે છે. ત્યાં એક પગવાળો ટંચ્યો મામો હળ હાકતો એ ટંચ્યા મામાએ ખેડતા ખેડતા આકાશમાં નજર કરીને જોયું કે આ હેનો અવાજ આવે છે. તાણીતો આકાશમાં કોઇ જનાવર ઘોડો જતો જોયો એટલે કે ઓહે.... ઓહો. આ વરી મારા કરતાં આકાશમાં ઉડીને જવાવાળો કોણ એમ કરી હાથમાં જે હળ હાકવાનો જેડો (પરૂંણો) હતો એ ઉંચો કર્યો અને આગળ મેલીને પેલો ઘોડો હતો તે નીચે ઉતારી પાડયો પછી કાળા રંગનો ઘોડો એ સતીયો છે એવું જાણી જયો કે એટલે કાળીયા રેવને તે મનમાં વિચાર કર્યો કે આજે મારું અને મારાભાઇ ફુલડા કુંવરનું મોત છે. માટે એ ઉતરતાં બોલી પડયો કે ઓ ભાઇ તું એમ કેજે કે ઓહો મામા સારું થ યું તે તમે મને નીચે ઉતાર્યો નહી તો આગળ જતો રેત પછી પેલો ફુલડો કુંવર નીચે ઉતરતાની સાથે જ મામાને કહ્યું કે મામા સારું થયું તે આજે મને નીચે ઉતાર્યો નકર હું આગળ જ નિકળી જાત પછી પેલો એક ટંચ્યો મામોકેસે ઓહો આતો મને મામા કે છે હવે શું કરવું સારું એને હું જોવું શું. એટલામાં મામાની બાયડી ભાત લઇને આવતી હતી. તે ફુલડે કુંવરે જોયું કે ઓહો મામા આ શું આવે છે. દડ ઉડાવતું તાણે મામો કેશે એતો તારી મામી ભાત લઇને આવતી હશે. એટલી વારમાં તો નજીક આવી ગઇ અને તેણે કેડમાં તો આઠ-દશ છોકરાં હતાં અને બીજાં ખભા ઉપર બેઠેલો બીજાં ધાવતાં એ જોઇને ફુલડો કુંવર કહે ઓ બાપ આ સુંકેવાય એટલીજ વારમાં ત્યાં રાક્ષણી ખાવ.... ખાવ.... કરતી આવે છે. પછી પેલી રાક્ષણી બોલી

પડયો કે જોજે આતો આપણો ભાણીયો છે તાકે આ આપણો ભાણીયો છે કે તાકે હોવ પછી ભાથું આપું તમે આ ઓર છોડી મુંકો આ બાજુ ટેચ્યા મામાએ જે વાગના બળદ કરેલા અને ગો ના ગારીયા અને સાપની નાળીયો કરેલી આ બધાને ચારો ચરવા છોડયા અને પછી ભાણીયાભાઇ આપણે બધા થોડો થોડોનાસ્તો કરી લીએ પછી હાંજે ઘેર જઇને. હપારી ઘરાઇને ખાહું તાકે ભાણીયોભઇ કે હોવ મામા જે હોય તે ખાહુ અને જમીન ઉપર બેઠયા. તાણે ભાતમાં બાર મણનો ખીચડો હતો અને છ મણ લોઢાના ચણા હતા તે પ્રમાણે સાક હતું. હવે ભાણીયાએ વિચાર કર્યો કે ખીચડો તો ખવાય પણ લોઢાના ચણા કઇ રીતે ખાવા, પછી પાછળ પેલો ઘોડો ધીમે રહીને બોલ્યો કે લાવ મારી પાસે હું ખાઇ જવ છુ, પછી પેલો થોડું ખાતો જાય અને બીજું ગોડાને આપતો જાય એમ કરીને બધુ ખાઇ ગયા ત્યારે ભાણીયો મામાને કે મામા આપણે તો બેએ ભુખ્યા રહ્યા, તા કે શારૂ ભાણીયા અમણાં ગેર જઇને હપારી ધરાઇને ખાહું એમ કરીને બન્ને બેઠા તાણી પેલો ભાણેજ કે મામા મારે કઇ કામ પડે તો તમે મારું કામ કરહોને તાકે હોવ ભાણીયા તારું કામ ન કહું તો કોનું કહું પણ એક કવસું કે તારે આ બે પગ કેમ છે. તાકે ઓહો મામા તમે થી જાણતા, તાકે ના તો હોભરો હું તો મારા બાપના ખેર ગયો છું. નક મારી માને તો એકજ પગ છે. તાકે સારું સારું અને તારે જો કોઇ કામ પડે તો મને યાદ કરવાનો, કે મામા તારે મામા હું જરા મારો ઘોડો તરસ્યો છે તો હું પાણી પીવાડાવી આવું, તાકે હોવ ભાણીયા જા પણ જો આખની આંણી બાજુ હોય તો તું પેલી બાજુ જજે અને પેલી બાજુ દખાવતા હોય તો આંણી બાજુ જજે નહી તો તને હેરાન કરશે તાક સારું મામા એમ કરીને ઘોડો લઇને જયો. થોડોક આગળ જઇ પાછું વારીને જોયું તાણે મામો દેખાતા બંધ થઇ જયા કે તરત કાળીયા રેવન ઉપર બેઠો અને આકાશ મારગે ઉડી જયો એને કઇ ઘોડાને પાણી પીવડાવવું હતું એતો એમ કરીને બહાનું જોયતું અને આકાશ મારગે ઘોડો જતાં જતાં ગણે છેટે જતો રહ્યો ત્યાં એક વજેસંગ નામના રાજા હતા એમની એકની એક કુંવરી હતી એનું નામ ફુલવતિ હતુ તેનું રૂપ જાણે રૂપ રૂપના અંબાર સમી. જાણે કે સ્વર્ગની અપસરા જોઇલો. એ નાનપણ થીજ ભગવાન ભોળાનાથની સેવા કરતી કે હે ભગવાન શીવ મને મારા જેવો જ વર મેળવેજો અને એનું નામ પણ ફુલો ઉપરથી આવવું જોઇએ. જે રીતે ફુલ પોતાનું જીવન ત્યજીને બીજાઓને સુવાસ આપે એવો અને એ ફુલવાસ એના થનાર પતી ના નામની ઉપગરો મુકી ને પુંજતી હતી. એવામાં એજ વજેસીંગ રાજાના રાજમાં જઇને ફુલડા કુંવરે ઘોડો ઉતાર્યો જે ઉતારવાનું સ્થળ શીશમના જાડની બાજુમાં ઉતર્યો બપોરનો પહોર હતો ત્યાં થાક પાણી એને ભુખનો માર્યો આ ફુલકુંવરે શિશમના ઝાડ નીચે વિશ્રામ લેવા બેઠો એ જમીન એજ દુતલી મારણ એમાં વાડી બનાવી હતી. ત્યાં પાણી ન મળવાથી એ વાડી હુકાઇ જેલી પણ પેલા ફુલડા કુંવરનો પગ એ વાડીની અંદર પડવાથી એ વાડી લીલી છમ થઇ ગઈ એટલે આ વાડી લીલીછમ થયેલી જોઇ ગામના ગોવાળીયાઓએ ઘેર જઇને દુતલી મારણને કેશે કે માસી તમારી વાડી તો આજે બવ લીલીછમ દેખાય છે ને અને ફુલોથી ભરેલી દેખાય છે. તાણી દુતલી મારણ કે હોવ ભઇ તમારે તો મસકરી કરવી છે. મારી વાડી સુકાઇ ગઇ છે તેમાં તારે નાના માસી તમારી વાડી ખરેખર લીલી છે. પછી જે ગામનો માણસ આવે એ એમજ કહે તે તમારી વાડી તો ગણી લીલીછમ છે. તાણે દુતલી મારણે વિચાર કર્યો કે લાવ જોવ તો જવ એમ કરીને વાડીમાં જી, વાત હાચી હતી. વાડી તો લીલીછમ દેખાઇ અને વાડીની બાજુમાં એક સીસમનુ ઝાડ હતું. તેની નીચે એક માણસ સુતેલો જોયો અને કાલો ઘોડો પછી દુતલી મારણનો જયાં શીશમના ઝાડ નીચે પેલ માણસ સુતો હતો ત્યાં જઇને પેલાને જગાડયો કે ભાઇ તુ કોણ છે તાણે પેલો ફુલડોકુંવર હસીને કેસે કે ઓ હોહો માસી અું આયો છું પણ મીતો તમારું ઘર જોયુ નતું તેમાં અહી આગળ બેઠેલો અને આવતાં આવતાં થાકી ગયેલો તે હુંઇ

જયા તાકે સારું સારું ભોણીયા ચાલ આપડે ઘેર તાકે હોવ માસી ચાલો એમ કરીને આ ભઇ તો માસીના ગરે ગયો અને પેલા ઘોડાને તો અહીના અહીજ બાંધેલો રાખ્યો. માળાજું પેલા ભઇને તો ગેર જયાં અને માસી વાડીમાંથી થોડાં ફુલ લાવેલાં તે તેનો હાર બનાવવાં માંડયો, તાકે માસી તમે આ બધુ રહેવા દો અને મને તો ભુખ લાગી સે તે કઇક ખાવાનું બનાવો, તાકે હારું ભઇ પણમને આ હાર ગુંથી લેવો દ કારણકે આતો ગણા દીવસે વાડી લીલી થઇ અને ફુલ મલ્યાં નહીતો વેચાતાં લાવી અને રાજાને ઘરે કાયમ હાર બનાવી કુવંરીબાને આલવા જવું પડે. કેમ કે એતો વરત લઇને બેઠેલાં છે અને કાયમ ફુલોનો હારથી તોલવાં પડે છે. એટલે મારે તો આ હું થાય છે ત્યારે માસી હારને માતા ખાવાદે પણ પહેલો રોટલો બનાવ મને તો બોવ ભુખ લાગી છે. તારે હારું ભાઇ આ હારને તું અડું નથી આવો હાર કોઇ પુરુષથી ના ગુંથાય તાકે હારું ઇની પડી રેવા દેને સુંથેની અડું બસ. તાર પસીજ માસી રોટલો કરવા બેઠી આ બાજુ ફુલડો કુંવર કે આ પારેથી કેવી કુંવરી અહે બાય જો અડી બો જોવું અને કઇક ઓળખ મેલું એમ કરીને એના હાથેથી એક વીટી કાઢી પેલા હારમાં પોરવી દીધી અને બે ચાર ફુલો હારમાં પોરવી દીધાં પછી હાર હતો એમને એમ મુકી દીધો. એટલાયમાં માસી રોટલો કરીને કહ્યું લે ભઇ આ રોટલો સડે કે ખાજે મારે તો જટ જટ હાર ગુંથી લઇ જવું પડહે તાકે હારું માસી અમે તું જા હતો તો હું રોટલો સડવીને ખાઇશ પછી પેલી દુંતલી મારણ જટ જટ હાર ગુંથી ને ઉપડી રાજમાં ત્યાં હારને એક પલ્લામાં મેલ્યો અને બીજી બાજુંના પલ્લામાં ફુલવતી કુંવરી બેઠી કે તરતજ પેલો હાર વાળું પલ્લું નીચે ગયું અને ફુલવતી ઉચે ગઇ પછી ફુલવતી કે કેમ દુતલી માસી આજે આ હાર કાંણે બનાવ્યો છે. તાકે બાઇ સાહેબ હાર તો મેજ બનાવ્યો છે. તાકે રોજનો હાર બનાવતી તારે હાર સરખો બનતો. આજે કેમ આમ થતું લાવ આની તપાસ કરવા દે. દાળમાં કઇક કાળુ છે પછી હાર લઇ કુંવરી જોવા માંડીને તાં જોતાં વચમાંથી એક વીટી નીકળી તે વીટી તપાસીને એના ઉપર ફુલડા કુંવરનુ નામ જોયું એટલે ફુલવતીએ વીવાહ કર્યો કે ઓહો.... આ ફુલડાં કુંવરના નામની તો હું ગાગરો પુંજું છું માટે લાવ આને તો બોલાવવા દે પછી ફુલવતી દુતલીમાહણ ને કે છે, આજે તારે ઘેર કોણ આવ્યું નથી તાકે સારું તારા ભાણેજને અહી લઇ આવ મારે તેમનું કામ છે. તારે બાઇસાહેબ મારા ભાણીયાને લાવું તો રાજા સાહેબ મને મારી નાખહે અને આપના રાજમહેલમાં તો કોઇપણ પુરુષ ને લાવવાની મનાઇ છે. તો હું કેરી રીતના ભાણીયાને લાવું આ બાજુ ફુલવતી કુંવરી કે ગમે તેમ કરીને લાવ. આકાસ પાતાળ એક કરીને લાવ મારે આ ફુલડા-કુંવરને જોવા છે તાણે દુતલી મારણ કે. આવો તો કોઇ મારગ નથી . ફુલવતી કે કે કોઇક તો મારગ હશે. દુમતી મારણ કે આમાંતી એકજ મારગ છે. આ મેલમાં રાજાએ ભોયરું ગોઠવેલુ છે અને તે મારા ગામના છેવાડે રસ્તો નીકળે છે. જો તમને આ માર્ગ મળે તો આપણો રસ્તો મળી જાય. એટલે ફુલવતી અને દુંતલી મારણ કુંવરીના મહેલમાં માર્ગનું દ્વાર કયાં છે. તે જોવા આમ તેમ ફરે છે એવામાં ફુલવતીના પિતાની એટલે કે વજેસીંગ રાજાની છબી પાછળ માર્ગ બારી જવું જોયું ત્યાં જઇને એ બારીમાં રહી નીચે જોયું તો ખરેખર માર્ગ હતો તારે. કુંવરી દુતલી મારણને કે કે આ રસ્તે થઇ તું નીકળ એટલે તને ખબર પડે. એટલે દુતલી મારણએ રસ્તે થઇ જાય છે અને બધુંજ જોઇલે છે. આ બાજું દુતલી મારણ ફુલડા કુંવર ને લઇ છુપે માર્ગે રાજમહેલમાં લાવે છે. ફુલડા કુંવરને જોઇને ફુલવતી તો ખુશ ખુશ થઇ ગઇ અને ફુલડા કરુંવરને ખાટલે થી પાટલે પાટલેથી ખાટલે કરવા માંડયો અને રાત-દીન ત્યાંને ત્યાં રોકી દીધો. એમ કરતાં કરતાં ઘણાંજ દીવસ વીતી ગયાં. એવામાં એક દિનનો સુમાર આવ્યો કુંવરીની રક્ષા કરતા અકે સિપાહીઓમાં એક સિપાહી આ ફુલડાકુંવરને દેખી ગયો અને રાજાસાહેબને જઇને વાત કરી કે આપણી કુંવરી ફુલવતીના મહેલમાં કોઇ પુરુષ હોય એમ લાગે છે. તાણે વજેસિંગ રાજાના મનમાં શંકાનો કીડો સળવળ્યો

કે લાવ મારા રાજના સિપાહીઓ કે છે તો કુંવરીના મેલે તપાસ કરીએ. આ વાકય રાજમાં કામ કરતી ગણીકાએ મહેલમાં આવી. કુંવરીને કરી કે રાજા તમારા મેલની તપાસ કરવા આવે છે એટલે ફુલવતી કુંવરીએ આ ફુલડા કુંવરને સંતાડી દવ એમ કરીને પેલા રોજે રોજ જે ફુલોના હાર આવતા તે એક ખુણામાં એક ઢગલા રૂપે હતા એમાં ફુલડા કુંવરને ગાલી દીધો અને કોઇના દેખે એમ ઉપર હારથી બધું હમુરખું કરી નાખ્યું પરંતુ જે ફુલડા કુંવરની પાગડી હતી તે ખુંટીએ ભરવેલી રહી ગઇ તે કુંવરીના ધ્યાનમાં ન આવ્યું આ બાજુ રાજા વજેસંગના સિપાહીઓ તપાસ કરી પરંતુ કઇ ના મળ્યું પરંતુ ખીટીએ ભરાવેલી પેલી પાગડી જોઇ એટલે સીપાહીઓએ કહ્યું કે જુઓ રાજા સાહેબ આ પાગડી રહી, પછી રાજાએ કહ્યું કે દીકરી આ પાગડી કોની છે. ત્યારે ફુલવતી કહે આ તો બાપુજી મારી પાગડી છે ત્યારે રાજા સાહેબ કહે ના આ પાગડી તારી નથી અને જો તારી હોય તો અમને બાંધીને બતાવ ત્યારે કુંવરી બોલી સારું બાપુજી પણ આપ અને આપના વડીલ સીપાહીઓને દેખતાં હું માથું ખુલ્લું નહી કરું અને પાગડી નહી બાંધુ માટે તમે થોડી નીચે જાવ પછી હું પાગડી બાંધી આપને બતાવું છું પરંતુ રાજા એ પહેલાં જે પાગડી બાંધેલી હતી કે ઉકેલીને જ બહાર નીકળી ગયા ત્યારબાદ કુંવરીએ દરવાજો બંધ કરી ફુલડાં કુંવરને ફુલોના ઢગલામાંથી બહાર કાઢયો અને કહ્યું કે તમે જે પાગડી બાંધી લાવ્યા હતા તેનાથી સવાઈ પાગડી બાંધી આપો. ફુલડા કુંવરે એનાથી સવાઈ પાગડી બાંધી અને પેલા ફુલોના ઢગલાનીમાં ભરાઇ ગયા ત્યાર પછી રાજા અને તેમના સિપાહીઓને બોલાવી ને પાગડી બતાવી કે આ પાગડી જુઓ આ પાગડી મારી કે બીજાની છે તે જુઓ. ત્યારે રાજાને થયુ કે વાત તો હાચી જ છે એમ કરીને સિપાહીયો સાથે પાસા પોતાના મેલે જતા રહ્યા. અને મનમાં વિચાર્યુ કે ખરેખર અવે મારે મારી કુંવરીને પરણાવવી જોઇએ. પણ આના માટે કઇક સારુ રાજપાટ મળે તેવા રાજાને ત્યાં પરણાવું એમ વિચારી એમણે એક સ્વંયવર રચ્યો કે મારી કુંવરીને પરણવું હોય તો હું જે શરત કહું તે કામ કરી બતાવે તેવા રાજાને મારી કુંવરી પરણાવવાની છે અને એમાં પહેલી શરત એ છે કે આ ડુંગરીની એક સાથે ચાર ફાળો કરીને ચાર દીશામાં નાખે તેને મારી દીકરી પરણાવવી એટલે રાજાએ દરેક દેશના રાજાને આમંત્રણ આપ્યું. તેથી આજુબાજુના રાજાઓ આવવા લાગ્યા એમાં એક ભોઠણ ગામનો રાજા હતા તે બધા રાજાઓ કરતાં વધારે ધામધુમથી આવેલો અને ફુલવતીએ ફુલડા કુવરને કહ્યુ કે આ જે થઇ રહ્યું છે એ તમારાથી બનહે તાણી કે સારું બધા કરે એમ હું પણ કરીશ જેની કિસ્મત હશે એ તારી હારે પરણશે. ત્યારે ફુલવતી કે ના હું નીમની સાથે કશે નહી પરણું જો તમે શરતો નહી જીતો તો હું આપઘાત કરીને મરી જઇશ એટલે ફુલડો કુંવર તૈયાર થઇને સ્વંયવર ની માંય આવે છે. ત્યારે જે રાજાઓએ પહેલી શરત પ્રમાણે ડુંગરના ચારભાગ પાડી ચારે દિશાએ એક એક નાખવાનો હતો તેથી દરેક રાજા વારા ફરથી પોત પોતાનું સૈનિકો સાથે ડુંગર તોડવા ઉમટી પડયા પણ આખો ડુંગર તુટતો નથી. તલવારો ધારીયા અને બંદુકો ફોડી ફોડીને થાકયા પણ કોઇપણ રાજાથી ડુંગર તુંટયો નહી પછી આટલા બધા સૈનિકો સાથે આ ડુંગર ના ટુટયો તાણે મારાથી શું ટુટવાનો છે. એટલામાં પેલા ટંચ્યા મામાની યાદ આવી કે તારે જરૂર પડે ત્યારે મને સંભારજે. માટે લાવ હંભારું તો ખરો એટલે ફુલડે-કુવેર કહયું કે મામા જવર આજે તારી મારે ભીડ પડી છે. એટલીવારમાં તો મામો જવર આવીને ઉભો રહી ગયો અને કે કેમ ભાણીયાં શું કામ પડયું બોલ તાણી કે મામા તમે થાક્યો પણ ઘોડા પાછો ના વર્યો એટલે આ બાજુ ફરતો આવી ગયો ને આજે મારે તમારી ભીડ પડી ગઇ તાણી કે મામા આ જુવોને આ સ્વયંવર રહ્યો છે. તેમાં આ ડુંગર એક જાટકે તોડે તે આ ફુલવતીને પરણે માટે અવે મારો વારો આવ્યોસે. તાણે મામો કે ઓહો એમાં બીએ છે. તું તારે એકજ બંદુકનો ભડાકો કરજે. અને હું મારો જેણ વડે તોડી નાખું છું એટલે આ મામો હતા તે

ડુંગરના પાહામાં જઇને તેમનો જેડો હતો તે ડુંગરમાં રોપી દીધો અને ફુલડે કુંવરે ભડાકો કર્યો જેવો ભડાકો કર્યોને ડુંગરની ચાર ફાળો કરીને ચાર દીશાયે ફેકી દીધી એટલે આખા સ્વયંવરમાં એમ થયું કે ફુલડો કુંવર ફુલવતીને પરણશે. ત્યાં રાજા બોલી પડયા કે અરે ! એમ કઇ એક શરતે મારી છોરીને હુ પરણાવતો અહું હજુંતો બીજી ત્રણ સરતો બાકી છે. પછી રાજાએ બીજી શરત કહી કે જો આ એક વિગા જમીનમાં બારમણ તલ તે બારમણ તલ પાછા વીણીને ભેગા કરે તે મારી કુંવરી ને પરણે નહી તો નહી, એમ કરીને રાજાએ ૧ વીગામાં બારમણ તલ વવડાવી દીધા અને જો કોઠી બારમણ તલની હતી તે બધા રાજાઓની વચમાં લાવી મુકી દીધી. પહેલો વારો ભોડાણાના રાજાનો આવ્યો એટલે એમાના સૈનિકો લઇને આખા વિઘાની અંદર તલ વેણવા બેસી ગયા. વેણી વેણીને થાકી ગયા પણ તલ વીણાયા નહી એટલે બધા સૈનિકો કહેવા લાગ્યા રાજાને પરણવું હશે તો પરણશે નહી તો એની માને પરણે. આપણે તો વેણવા નથી એમ કહીને બાજુમાં જઇ બેહી જયા વારા ફરથી બધાજ રાજાઓ અને સૈનિકો પણ થાકી ને બેહી જયા. હવે ફુલડા-કુંવરનો વારો આવ્યો એટલે કુંવરે ફરીથી મામાને યાદ કર્યો કે હે મામા જવર તાણી તો મામો એની આગળ આવીને ઉભો રહી જયો. કે બોલ ભાણીયા હું કામ પડયું તાણી કે મામા આ એક વીગાની અંદર બારમણ તલ વાવ્યા છે તે બારમણ તલ એક ગડીએ વીણીને પુરા કરવાના છે. તે શું એકલો હું કરું તાણે મામો કે ઓહો હો એમાં તે વરી હું ભાર પડયા જા આ પેલી વાડ દેખાય છે એમાં જેટલા થુવરે સુકાઇ જાય તે ભારો બાંધી લાવ અને ચારે ખુણે થોડા થોડા અંતરે મેલી આવ. એ હુકાયલા થુવરેમાં કીડીઓનો દર છે. એટલે બધી કીડીયો બહાર નીકળશે એ એક એક કીડી એક એક તલ લાવી પોત-પોતાના દરમાં લાવહે એટલે બધાજ તલ તારે વીણાય જહે. આ કહેવા પ્રમાણે કરવાથી થોડીજ વારમાં કીડીઓના દર તલથી ઉભરાવવા માંડયા એટલે તલ રાજાને જે કોઠી હતી તેમાં ફુલડા કુવરે ભરવા માંડયાં હવે તોલવાથી એક રતીભાર ઓછો નીકળયો. ફુલડા કુંવરે વીચાર કર્યો કે કેમ આમ બન્યું. લાવ મને તપાસ કરવા દે તપાસ કરતાં એક કીડીનો પગ તુટી જવાથી તલ લઇને ધીમી ધીમી આવતી એ તલ લઇને આવી કે તલ પુરા થઇ ગયા એટલે ફરથી બધાજ રાજા અને સૈનિકોએ બુમાબુમ કરી કે ફુલડો કુંવર ફુલવતી ને પરણ્યો. ફુલડો કુંવર ફુલવતી ને પરણ્યો એટલામાં વજેસંગ રાજા બોલ્યા કે હજું તો બે સરત બાકી છે તો બધા રાજા બોલ્યાં તો તમારી ત્રીજી કઇ શરત છે. રાજા વજેસંગ બોલ્યા મારી ત્રીજી સરત એજ કે અહીયા એક ખાડો ખોદો એ ખાડાની અંદર જે તે રાજાના વારા પ્રમાણે ઉતારી એ ખાડો પૂરી દો અને એ રાજાનું ખાલી માથું બહાર રાખવાનું ત્યારબાદ જે માટી નીકળી તે દરબી દરબીને પુરો અને ત્યારબાદ બાર બળદની પોત જોડો જો એ રાજા ઉપડે નહી તોજ મારી કુંવરીને પરણે. નહી તો નહી. એટલે વારા ફરથી બધાય રાજાના વારા ગયા પછી ભોડાણાના રાજાનો વારો આવ્યો. એટલે ખાડામાં ગાળી શરત પ્રમાણે કરી બાર બળદની પોત જોડીને બળદ ને હાકયા કે તરતજ ભોડાણના રાજાનો માથાનો ભાગ હોહરો નીકળી ગયો અને બોડા રોડા થઇ ગયા. પછી પેલા ઘડનો બહાર કાડીને રૂવેલ ગોદતમાં ભારાવ દીધા આ જોઇને ફુલડો કુંવર વીચાર કરવા લાગ્યો કે આ કામ તો કાઠું છે માટે લાવ મામાને બોલાવું મેમ કરીને કહ્યું કે હે મામા જવર એટલામાં તો મામો જવર હાજર થઇ ગયો અને કે છે કે બોલ ભાણીયા હું કામ પડયુ છે તાણી કે હે મામા આ વખતે તો બવ કામ કાઠું છે. આ ખાડામાં ઉભોને ઉભો દરબીને બાર બળદની પોત જોડવાની છે અને એમાંથી ના ઉપડે તો આ ફુલવતીને પરણે તાણે મામો કે ઓહોહો એમાં તે વરી હું બીવાનું લે આ મારો ટંચ્યો ડંડો (જેડો) લઇને મઇ ખાડામાં જઇ ઉભો રહીજા અને ગળામાં રાખજે કે તને બાંધવા આવે તાણે ભેગો આ ડંડો પણ બંધાઇ જવો જોઇએ પછી તો આ દુનિયાની કોઇ તાકાત પણ તને નહી

ઉપાડી શકે. અને હું જયારે બોલીશ કે અવે ઉપડ તારેજ ઉપડશે. એટલે આમ સાંભળ્યા પછી ફુલડો કુંવર જેડો લઇ ખાડામાં પેઠયો અને પેલો જેઠો હતો તે ખમીશના અંદરના ભાગે ભરવી દીધો ત્યાર બાદ દરબી દરબીને માઠી પુરવામાં આવે હવે બાર બળદની ભેગી એક રાસ કરી ફુલડાકુંવરના ગળામાં બાંધી દીધી બળદને હાકવાહારું મારી મારીને થાકી ગયા પણ ફુલડોકુંવર જરાય ડગ્યો નહી. એટલે પાછું સ્વયંવરમાં બુમાબુમ થઇ કે ફુલડો કુંવર ફુલવતીને પરણ્યો. ફુલડોકુંવર ફુલવતીને પરણ્યો, એટલામાં રાજા વજેસંગ બોલ્યા હવે એક છેલ્લી શરત બાકી છે. આ શરત જે રાજા જીતે તે રાજાને મારી કુંવરી પરણશે તા બધા રાજા વજેસંગ રાજાને કે એ કઇ શરત છે તા કે હાંભરો આ મારો મહેલ-મહેલની આ બાજુથી ઘોડો કુદાડીને પેલી બાજુ કાડે તે રાજા મારી કુંવરીને પરણશે. એટલે બધા રાજા હસ્યા ને કહે છે કે હા આ વખત આપણો રાગ આવી ગયો છે એમ કરીને બધા રાજા પોત-પોતાના ઘોડો તૈયાર થઇ ગયા. અને પેલા ફુલડાકુંવરને તેનો કાળીયો રેવન ઘોડો યાદ આવ્યો. ઓ હો હો મારા ભાઇ કયાં હશે કાળીયો રેવન કે આતો ફુલવતીના પ્રેમમાં ભાન ભુલીને બેઠેલો એટલે મને યાદ આવ્યો નહી અને તેની આંખોમાંથી આંસુ વહી આવ્યાં અને કહ્યું મરહે આ ફુલવત મારે તો મારા ભાઇની ખોળ કરવા જવા દો એમ કરીને તે દુંતલી મારણની વાડીમાં પેલો જા આવીને ઉતરેલો ત્યાં ગયો. અને ત્યાંનું દ્રશ્ય જોયું ત્યારે તો એનું રહ્યું સહ્યું ભાન પણ ભૂલી ગયો ઘોડા ની હાલત તો આ બાજુ થી. સાંપ નાખે તો પેલી બાજુથી નીકળે એવી થઇ ગઇ. કારણ તો એ હતુ કે ઘોડો જયાં પીપળે બાંધેલો હતો ત્યાંને ત્યાં એમજ ખાધા પીધાં વગર મરવા પડેલો આ જોઇને ફુલડાકુંવર ઘણું જ રડયો અને કહેવા લાગ્યો કે ભાઇ તું મને માર તને બાંધીને દુતલી મારણ ના ઘરે જઇ તમને ભુલી ગયો અને હવે ઉઠો આપણે આપણા ઘરે જતા રહીએ ત્યારે ઘોડો તો સતીયો હતો. એતો ફુલડોકુંવર શું કરીને આવ્યો તે બધુજ જાણતો હતો પરંતુ ઘોડો કહે ભાઇ તું કયાં ગયો હતો ! તાણી પેલો ભઇ બોલ્યો અંતે તો ફુલવતીને લેવા ગયો હતો પણ ભાઇ તમને શું કહું રાજા વજેસંગની ત્રણ શરતો તો હું જીતી ગયો પણ આ એક ચોથી અને છેલ્લી શરત હતી અને તે એ હતી કે રાજાનો મેલ જેનો ઘોડો કુદે, તો કુંવરીને પરણે એવી શરત હતી એટલે મને મારો ભાઇ કાળીયો રેવન યાદ આવ્યો અને મનમાં થયું મારો ભાઇ કયાં હશે. એટલે બધુ મુકીને તારી હાટે આવ્યો છું પછી કાળીયો બોલ્યો ભાઇ મારાથી તો ચાલવાની પણ શક્તિ નથી પણ આપણે ધીરે ધીરે મને લઇલે મારે પણ તે જોવા આવવું છે એટલે ફુલડો અને કાળીયો ધીમે ધીમે જાય છે. ત્યાં આ કાળીયોને લઇ જાય છે ત્યાં જે રાજાઓ અને મહારાજાઓ આ કાળીયાને જોઇને હસ્યા કે જુઓ ફુલડા કુંવરનો ઘોડો ગાંડ તો એની ગીત ગાય છે અને હજાર મણ બગાયો છે. આ હું કુંદવાનો અને ત્યારે બીજા રાજાઓ અંદરો અંદર કહેવા લાગ્યા હવે આ વખતે તો ફુલવતી આપણીજ એટલે શરત પ્રમાણે વહેલો વારો ભોડાણાના રાજાનો આવ્યો અને ઘોડો જોવો તો આપણે ચુંટી ખણીએ તો લોહી નીકળે એવો હતો પણ તેને દોડાવી દોડાવીને થાકયા. બીજા રાજાઓ પણ પોતપોતાના ઘોડા દોડાવી દોડાવી ને થાક્યાં અને શરતને પડતી મૂકી ત્યાં સ્થળ ઉપર આપણે જોઇએ તો એક-એક મીટર તો લાદના ઢગલા થયા પણ કોઇનો ઘોડો ના કુદી શકયો. આ બાજુ હવે ફુલડા કુંવરનો વારો આવ્યો અને ત્યારે કારીયો રેવન કેશે કે ભાઇ મારાથી તો તમને કઇ કેવાય એમ નથી. અને ચાલ આપણે હવે જતા રહીએ ત્યારે પેલો કાળીયો રેવન કે કે ભાઇ આજે તો તું મારા ઉપર પલાણ નાંખીતો જો મારાથી બનહે તો કુદીશ નહી તો બધાની એવી તારી, ત્યારે ફુલડા કુંવરે પલાણ માંડીને સ્વયંવરની અંદર આવ્યો અને ત્યાંજ બધી પ્રજા બહુ હશી કે આ શું કહેવાય. તોયે ફુલડાએ ધીરે ધીરે સભાની અંદર આવીને માથે હાથ ફેરવી ચુંબન કરી પછી ગોડા ઉપર બેઠયો અને જેવો ગોડા ઉપર ફુલડો બેઠો કે ગોડો તો તરજ જ તેનું રૂપ હતું તે બદલી નાખ્યું અને

અસલ પહેલા રૂપ હતુ તે લાવી દીધું અને થન.... થન.... થન.... થવા લાગ્યો અને ત્યારે રાજાઓ અને પ્રજાના માણસો વિચારવા લાગ્યા કે આ સુંકેવાય ! અને માણસો વિચારે સમજે એ પહેલાં ફુલડે - કુંવરે ગોડાને પાંચ ડગલા પાછો લઇને પગને એડી દબાવી રે. ઘોડો સન સળાઢ કરતો ઉડયો અને રાજાના મેલ ઉપર સાત સાત ફેરા લગાવ્યા પછી કુદી પડયો જે શરત હતી એ પ્રમાએ અને ત્યારે આખી સભા વિચારમાં પડી ને બુમા બુમ કરી મુકી ફુલડા-કુંવર ફુલવતીને પરણ્યો વજેસંગ નામના રાજાએ તેમની કુવરી ફુલવતી - ફુલડાકુંવર સાથે પરણાવી અને કન્યાદાનમાં હાથી ઘોડા સૈનિકો આપ્યા અને ફુલડા કુંવર તથા ફુલવતી-કુંવરીને વીદાય આપી. ફુલડો-કુંવર આ બધુ લઇ પોતાના ઘરે જવા નિકળ્યો. ચાલતાં ચાલતાં પોતાનું ગામ આવ્યું એટલે ગામને જોપે આવી તંબુ નાખ્યો. અને એ પણ ખબર હતી કે એની માતા અણમાનીતી હતી. અને પેલી છ માતાઓ મારી માને હેરાન કરતી. એ પણ મારવાની ગણીજ કોશીશો કરી માટે વહે મારે. તેમને કઇક કરી બતાવવું જોઇએ એટલે ફુલડા કુંવરે તેના ભાઇને કહ્યું ભાઇ આપણને આ મારી છ માતાઓને લીધે વેઠવું પડયું છે એટલે અહીયા તંબુમાં રહી આપણે આખા ગામના અને નગરના તમામ માણસોને જમવાનું નુંતરું આપીએ એટલે કહ્યા પ્રમાણે કાળીયા રેવને બધી જ વ્યવસ્થા કરી અને આ બાજું રાજા અને જે પેલી છ માનીતી રાણીયો ને પણ સંદેશો મોકલ્યો કે મારે તો તમારું રાજપાટ જોઇતું નથી પરંતું રાજા અને બધીજ રાણીઓ સાથે જમવા પધારો એટલે નગરના તમામ વ્યક્તિ જમવા આવ્યા એમાં રાજા અને રાણી પણ આવ્યા બધાને બેસાડી પીરસવાનું ચાલુ કર્યુ તેમાં ફુલડાકુંવરે રાજાની જે છ રાણીઓ ના પતરાળાં પથરાની નાની નાની કાંકરીયો પીરસી ત્યારે રાજા ગુસ્સે થયાં કે મારું અપમાન કરવા અમને બોલાવ્યા છે. તારે ફુલડો કુંવર બોલ્યો કે હે રાજાજી આતો સાચો ન્યાય છે. તમે જુઓ તો ખરા એમ કહી પીરસવાનું પુરું કર્યુ અને જય બોલાવી જમણ ચાલું કરવા કહ્યું ત્યારે આ બાજુ પેલી છએ રાણીઓ શું ખાય ત્યારે ફુલડા કુંવરે કહ્યું કે માતાઓ તમો પણ જમો કેમ બેસી રહ્યા છો. તારે રાણીઓ કહે કે આતો પથરા છે. પથરા તો કઇ જમાતા હશે અને છએ રાણીઓના કાળજા પર સેડકો વાગ્યો. અને મનમાં વિચાર કર્યો કે માનો ન માનો આજે કઇક થવાનું છે ત્યારે ફુલડા કુંવરે કહ્યું કે જો પથરા ન ખવાતા હોય તો કોઇપણ સમાજની માનીતી-અણમાનીતી બેન માં પથરા જન્મે ખરા. ત્યારે રાજા આવીને બોલ્યા મને આ વાતમાં કાંઇ સમજાયું નહી તાણી ફુલડો-કુંવર બોલ્યો કે રાજાસાહેબ આપ તો મારા બાપ છો હું તમારી અણમાનીતી રાણીનો કુંવર છું અને આ તમારી માનીતી રાણીને પુછો કે તમે મને મારવા માટે શું શું કર્યુ ત્યારે રાજા સાહેબે પુછું તો રાણીઓને તો કાપો તો લોહીના નીકળે. શું બોલે ત્યારે આ બધી વાત રાજાએ જાણી અને પેલીછએ માનીતી રાણીઓને ગામનો ગાંયજો બોલાવી માથે મુંડન કરાવી ગામના કુંભાર પાસેથી ગધેડા મંગાવી છએ રાણીઓને તેના ઉપર બેસાડી આખા નગરની અંદર ફેરવી અને છએ છ રાણીઓને દેશ નિકાલની સજા કરવામાં આવી ત્યારે જે પેલી અણમાનીતી રાણીએ હતી તે રાજાના પગમાં પડી અને છએ છ રાણીઓને દેશ નિકાલ નહી આપો પરંતું એ મારી બેનો છે એમને આપણી સાથેજ રાખો. અને આમં કરવાથી ફરીથી બધા ભેગા રહી ખાધું પીધુંને રાજ કર્યુ.

•

# પાણી

પાણી નું લેજો, હરીનું નામં પાણી નું દેજો, હરીનું નામં

પાણી દીન : દુખીઓનો દાતાર, પાણીનું લેજો, હરીનું નામં,

પાણીને ફુલ, છોડને, પોસનાર, પાણીનું લેજો, હરીનું નામં

પાણી પશું–પક્ષીઓને પોસનાર, પાણીનું લેજો, હરીનું નામં

પાણી ગામડાનું જીવન, પાણીનું લેજો, હરીનું નામં

પાણી વન–વગડાનું જીવન, પાણીનું લેજો, હરીનું નામં

પાણી ખેડૂતોનો સ્વાસ, પાણીનું લેજો, હરીનું નામં

પાણી સમગ્ર જીવનસૃષ્ટિને પોસનાર, પાણીનું લેજો, હરીનું નામં

આદિવાસી બોલીઓનું ઢોલ સામયિક ભાષા કેન્દ્ર તરફથી પ્રકાશિત કરવામાં આવે છે. પંચમહાલી ભિલી, રાઠવી, કુંકણા ડાંગી, દેહવાલી, પાવરી, અહિરાણી, ડુંગરી ભિલી, ભાંતુ, ચૌધરી, અને ગોર બંજારા એવી દસ બોલીઓમાં ઢોલ પ્રસિદ્ધ કરવામાં આવે છે. ઢોલની પંચમહાલી ભિલી આવૃત્તિના તંત્રી છે પ્રા. સુરમલ વહોનિયા, જેઓ આદિવાસી આર્ટ્સ્ એન્ડ કૉમર્સ કૉલેજ, સંતરામપુર, જિ. દાહોદમાં આચાર્ય તથા ગુજરાતીના પ્રાધ્યાપક તરીકે કામ કરે છે. સહતંત્રી છે શ્રી શૈલેષ પટેલ જેઓ આદિવાસી સામાજિક કાર્યકર્તા છે અને કંતાર ખાતે ગ્રામ વિકાસ કેન્દ્ર ચલાવે છે.






for social transformation

મુદ્રક
આકાર ઑફસેટ, દાંડીયા બજાર, વડોદરા

ISSN : 0971 9156... 97